# श्रीसद्गुपदेशश्रेणी.

[ सद्गुपदेश ८१ ]

आषाढी पूर्णिमा.
१९९५

श्री श्रेयस्साधकअधिकारिवर्गग्रन्थावलिः :ग्रन्थांक १३९
સંવત્ ૧૯૯૫ આષાઢી પૂર્ણિમા, ૧૮૦ મા મહોત્સવનિમિત્ત

# श्री सदुपदेशश्रेणी

## [ सदुपदेश ८१ ]



— વિષયાનુક્રમણિકા —





સંવત્ ૧૯૯૫ ] [ ઈ. સ. ૧૯૩૯

મૂલ્ય : ૦ : ૧૦ : ૦

# પ્રસ્તાવના

સંવત્ ૧૯૯૫ ની આષાઢી પૂર્ણિમાનો શ્રીશ્રેયસ્સાધકઅધિકારી વર્ગનો ૧૮૦ મો મહોત્સવ શ્રીઇષ્ટકૃપાથી વડોદરામાં નિયમાનુસાર પાલન કરવામાં આવ્યો હતો. તે પ્રસંગને માટે તૈયાર કરવામાં આવેલા લેખો, વ્યાખ્યાનો, કીર્તનો વગેરેનું સાહિત્ય શ્રેયસ્સાધકો તથા અન્ય સજ્જનોને અર્થે પ્રકટ કરવામાં આવ્યું છે.

સંવત્ ૧૯૯૫
આષાઢી પૂર્ણિમા,
શનિવાર; વડોદરા.

**श्रेयस्साधकअधिकारीवर्ग**

મુદ્રણસ્થાન : વસંત પ્રીન્ટીંગ પ્રેસ
મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા
ઘીકાંટા રોડ, ધેલાભાઈની વાડી, અમદાવાદ.

॥ ॐ श्रीँ ॥

# श्री सदुपदेशश्रेणी

## [ सदुपदेश ८१ ]



## अध्यात्मविद्या अने कलाज्ञाननो परस्पर संबंध

ભારતવર્ષની કલાના પુનઃ ઉદ્ધાર કરવાના વર્તમાન પ્રયત્નો જોઈ સર્વ સાહિત્યરસિકોને પ્રસન્નતા થવી ઘટે છે. પરંતુ પશ્ચિમના કલાવિજ્ઞાનમાં અને આપણા ભારતવર્ષના કલાવિજ્ઞાનમાં એક પાયાનો સિદ્ધાન્તભેદ છે તે લક્ષ્ય બહાર ન જાય તેવા હેતુથી આ નાનો નિબંધ લખવાનું યોગ્ય ગણ્યું છે. પશ્ચિમમાં તત્ત્વજ્ઞાન માત્ર બુદ્ધિવિલાસરૂપ છે, અને કલાજ્ઞાન માત્ર ભાવસંતર્પણ કરનાર છે, ત્યારે ભારતવર્ષમાં તત્ત્વજ્ઞાન મોક્ષરૂપ પુરુષાર્થનું સાધક છે, અને કલાવિજ્ઞાન અધ્યાત્મ આનંદવિકાસનું નિમિત્ત છે.

આપણા અધ્યાત્મ શાસ્ત્રના ગહન પ્રદેશો જેમણે અવલોક્યા છે તેમને સ્પષ્ટ થયું છે કે અધ્યાત્મ ભાવનાના ઉત્કર્ષમાં કલાનો સર્વાંશે ઉપયોગ થયો છે. ભાવનાની સિદ્ધિ કલાદ્વારથી જ થયેલી વર્ણવી છે. અને સઘળા અનુષ્ઠાનના પ્રયોગોમાં યજ્ઞવેદિ, મંડલરચના, યંત્રરચના, મંત્રવિન્યાસ, બીજવિન્યાસ, વર્ણવિન્યાસ વગેરે સર્વ ક્રિયાઓમાં કલાનું જ્ઞાન અને અનુષ્ઠાન ઘણાં અગત્યનાં સ્વીકારવામાં આવે છે. વળી

આગમોમાં બિંબ અથવા પ્રતિમાવિધાન, મંદિરનિર્માણ, પ્રતિષ્ઠાવિધાન વગેરે વિષયોમાં મૂર્તકલાઓનો અધ્યાત્મ સંબંધ દર્શાવવામાં આવ્યો છે.

અધ્યાત્મવિદ્યામાં કલાવિજ્ઞાનને પ્રાધાન્ય આટલું બધું કેમ આપવામાં આવે છે? આ પ્રશ્નનું સમાધાન થવા આપણે આત્મા અને કલા – એ બે પદાર્થો વચ્ચે કેવો સંબંધ છે તે વિચારવાની જરૂર છે.

આત્મશબ્દની વ્યુત્પત્તિ ઉપરથી આપણને સમજાય છે કે જે પદાર્થ અન્ય વસ્તુને મેળવે (**आप्नोति**), તેને પોતામાં પકડી લે (**आदत्ते**), પોતામાં તેનો લય કરે (**अत्ति**) અને એક રસભાવે તે વસ્તુને પ્રકટ કરે ( **संततभाव** ), તેનું નામ **આત્મા.** વિષયોને ગ્રહણ કરવા, ધારણ કરવા, તેનો લય કરવો અને તેમાંથી પોતાના સમાન ભાવવાળા એક રસને પ્રકટ કરવો—એ આત્માનાં સ્વભાવસિદ્ધ લક્ષણો છે.

આત્મદેવનાં આ સ્વાભાવિક સામાન્ય લક્ષણો એક નાના પિંડના ક્ષેત્રજ્ઞમાં પણ છે, અને મોટા બ્રહ્માંડના અધ્યક્ષ સર્વજ્ઞ ચેતનમાં પણ છે. આત્માનાં આ સ્વાભાવિક લક્ષણો જેમાં નિત્યસિદ્ધ છે તેને **પરમાત્મા** કહે છે. જેમાં તે આવૃત એટલે ઢંકાયેલાં છે, તેને **જીવાત્મા** કહે છે. આત્મા શબ્દની આગળ "પરમ" લગાડવાથી આત્મધર્મ બદલાય છે એમ નથી, માત્ર તે ધર્મોના નિરતિશય ઉત્કર્ષનું તે ભાન કરાવે છે. આ અધ્યાત્મદેવને દેવતાભાવે પરબ્રહ્મ, પરપુરુષ, પરશિવ એવી રીતે બ્રહ્મતંત્રમાં, વિષ્ણુતંત્ર ( ભાગવત અથવા વૈષ્ણવમતમાં ) અને શૈવતંત્રમાં ઓળખાવવામાં આવે છે. ત્રણે તંત્રમાં વસ્તુ એક છે, પરંતુ ભાવભેદથી ત્રણ તંત્રો મૂલ પરમાત્માની ત્રણ મૂર્તિઓને વ્યક્ત કરે છે.

મૂલ વસ્તુ અત્યંત મોટી અને અન્યને મોટી કરનાર છે. (**बृहत्वाद् बृंहणत्वाद् ब्रह्म**) તેથી પરબ્રહ્મ કહેવાય છે. તે સર્વમાં પૂર્ણરૂપે પેઠેલી છે અને સ્થૂલ, સૂક્ષ્મ અને કારણશરીરમાં ગુપ્ત રીતે સૂતેલી

છે ( **पूर्णत्वात् पुरि शयनाद्वा पुरुषः** ) તેથી પરપુરુષ અથવા પુરુષોત્તમ કહેવાય છે. અને તે અત્યંત નિર્મલ અને સુંદર છે. (**वश् कान्तौ** એ ધાતુમાંથી **वशि**નો અવળા અક્ષરવિન્યાસથી **शिव** શબ્દ વ્યુત્પન્ન થયો છે. જેમ **पश्यकः=कश्यपः** તેમ **वशि=शिव** ) તેથી પરશિવ કહેવાય છે.

આ પરમ આત્મતત્ત્વને બ્રહ્મ કહો, વિષ્ણુ અથવા પુરુષ કહો, શિવ કહો—ગમે તે નામવડે તેનો વ્યવહાર કરો, તોપણ તેનો વસ્તુ-સ્વભાવ બદલાતો નથી. આ પરમતત્ત્વ જ્યાંસુધી પોતાના સ્વભાવધર્મોને પોતામાં જ શમાવી રહે છે ત્યાંસુધી તે **નિષ્કલ**, **શાંત** અથવા **નિર્વાણ** પદમાં રહેલું કહેવાય છે, અને જ્યારે તે પોતામાંથી ભિન્નરૂપે આભાસ પામવાના વેગવાળું થાય છે ત્યારે **સકલ**, **સસ્પંદ** અથવા **સંસારી** પદમાં આવેલું કહેવાય છે.

પરતત્ત્વ આ પ્રમાણે બહિર્વેગવાળું થાય ત્યારે તે સકલ અથવા શક્તિયુક્ત કહેવાય છે.

આ સકલ શિવ પોતાની શક્તિદ્વારા પોતાના સ્વરૂપધર્મોનો આવિષ્કાર કરે છે. પોતાની **સત્તાને** તે વિશ્વના પદાર્થોરૂપે બહાર પાડે છે, પોતાની **ચિતિ** અથવા સ્ફૂર્તિને સચેતન શરીરીઓના સત્તર તત્ત્વોથી બનેલા લિંગાત્મામાં વ્યક્ત કરે છે, અને પોતાના **આનંદ** સ્વભાવને ભોગ્યવિશ્વ અને ભોક્તાજીવના સંયોગીકરણવડે પ્રકટ કરે છે. સચ્ચિ-દાનંદરૂપ વિભવથી ભરેલા સકલશિવ પોતામાંથી આ શક્તિતત્ત્વને પોતાથી જાણે જૂદું હોય તેમ સ્પષ્ટ કરવા મથે છે.

પરમેશ્વર પોતાની આંતરશક્તિના બલથી પોતાના સચ્ચિદાનંદરૂપ સ્વભાવધર્મોને પ્રકટ કરવાનો જે વ્યાપાર કરે છે તેને કલાયોગ કહે છે.

વિશ્વના ઉદયની ઇચ્છા અથવા સંકલ્પવડે ભાવિ જગત્‌નું ચિત્ર પોતામાં ઉભું કરે છે; તે ચિત્રને સર્વાંશે પોતાની જ્ઞાનશક્તિવડે પ્રકા-શિત કરે છે અને તે ચિત્રને બાહ્યપટઉપર ક્રિયાશક્તિવડે ઉતારે છે.

આ ચિત્ર સર્વાંશે બાહ્યાર્થરૂપે પ્રકટ થાય ત્યારે પોતાના અભીષ્ટ સ્વરૂપચમત્કારને જોવાથી તેને આનંદની અભિવ્યક્તિ થાય છે. આ પ્રકારે વિશ્વના ઉદયમાં પરમેશ્વરની લીલા છે. પરમેશ્વરની ઇચ્છા, જ્ઞાન, ક્રિયા અને આનંદશક્તિ, તેને પોતાના સ્વરૂપના વિભવનું જ્ઞાન, આત્મપ્રત્યક્ષ (Self-consciousness) નિત્ય ઉદય પામેલું રહે છે. ત્યારે આપણા જીવચેતનમાં તેવું સામર્થ્ય નથી તે તેથી જડદ્રવ્ય કહેવાય છે. કલાદ્રવ્ય ચૈતન્યવાળું છે, જડદ્રવ્ય ચૈતન્યવિનાનું છે. કલાદ્રવ્ય સામાન્ય જીવોનું નિર્મલ હોતું નથી. તેમાં આરંભનો અણુમલ જે પરમેશ્વરી ભેદભાવ કરાવનાર છે તે અંતર્ગત હોય છે, તેના ઉપર માયામલની અંધારી હોય છે, અને તે ઉપરાંત તે પોતાના સંસરણમાં જે જે કર્મો કરે છે તેના સંસ્કારના મલ પણ વળગેલા હોય છે. આ અણુમલ, માયામલ અને કર્મમલના પાશથી બંધાયેલી કલાદ્રવ્યની કણિકા આપણા શરીર ( કાર્ય ) અને કરણો ( ઇન્દ્રિયોને ) એક ભુવનના રૂપમાં ઘડે છે. મૂલવસ્તુ આ પ્રમાણે તત્ત્વ, કલા અને ભુવનમાં પલટાય છે.

કલાદ્રવ્ય પોતાના ત્રણ મલથી છુટવાના ક્રમમાં જે ત્રણ સાધનોની મદદ લે છે તેને નામ, રૂપ અને કર્મ કહે છે. શબ્દ, અર્થ અને પ્રત્યય ( બોધક્રિયા ) એ કલાવિજ્ઞાનશાસ્ત્રનાં ત્રણ સાધનો અધ્યાત્મ વિદ્યાનાં નામ, રૂપ, અને કર્મ—એ ત્રણ સાધનો સાથે મળતાં છે.

આત્મદેવની અધ્યાત્મચિતિશક્તિ જેમાં કેન્દ્રિત થઈ છે, તેનું નામ ચિત્ત. આ ચિત્ત કલાવિજ્ઞાનનું ક્ષેત્ર છે. તે ક્ષેત્રમાં શબ્દની વર્ણ, પદ અને વાકયરૂપ વનમાલા જાગે છે; તેમાં બાહ્ય વિશ્વના અર્થોની આકૃતિઓ અથવા રૂપો અથવા આંતર સુખદુઃખાદિ ધર્મોની અમૂર્ત વાસનાઓ ચૈત્યની ભૂતાવલિરૂપે નૃત્ય કરે છે, અને તે શબ્દ અને અર્થના અથડાવાથી જે જે ક્ષોભ થાય છે તે વડે તેમાં વિદ્યુત્‌ની પેઠે કોઇ કોઇ પદાર્થો સ્ફોટ પામે છે.

તે અધ્યાત્મપીડનું પ્રત્યક્ષ હોતું નથી, માત્ર ચિત્રની પ્રતીતિ સત્યરૂપે જણાય છે. ચિત્રની પ્રતીતિના પ્રત્યક્ષમાં પીડનું અથવા કેન્વાસનું

પ્રત્યક્ષ ગુંથાયેલું છતાં અભાનકોટિમાં પેસે છે, અને ચિત્ર પ્રત્યક્ષ ભાવકોટિમાં આવે છે.

પરમેશ્વરચેતનની ઇચ્છા, જ્ઞાન અને ક્રિયા નામની ત્રણ શક્તિઓ સ્વરૂપના આનંદની નિત્ય અભિવ્યક્તિ કરી સફલ થાય છે, ત્યારે જીવ-ચેતનની માયાવડે ઢંકાયેલી, રાગવડે રંગાયેલી, કલાવડે ખંડિત થયેલી, કાલવડે અનિત્ય જણાતી, વિદ્યાવડે માત્ર ઝાંખી કરાવતી અને નિયતિવડે તે તે પદાર્થોના ગુણધર્મથી મર્યાદિત થતી અધ્યાત્મશક્તિ સંકોચવાળી હોવાથી કોઇ કોઇ પ્રસંગે જ આનંદની અભિવ્યક્તિ કરે છે.

મનુષ્યપ્રાણીની અધ્યાત્મશક્તિ ૭ આવરણોવડે સંકોચ પામેલી, તેને પુનઃ વિકાસમાં લાવી પરમેશ્વરપદપર્યંત ચઢાવવાની વિદ્યાને અધ્યાત્મવિદ્યા કહે છે, અને તેની ઉકેલ ( ઉત્કીલન ) કરવાની પદ્ધતિને કલાવિજ્ઞાન કહે છે.

તત્ત્વનો વિભવ જે વડે કળાય છે–સમજાય છે તે દ્રવ્યની સ્થિતિને કલા કહે છે. માહેશ્વરમતમાં આ કલાદ્રવ્યને કાર્ય ( શરીર ) અને કરણ (ઇન્દ્રિયો ) વાળો તત્ત્વનો ખંડ કહે છે. જે દ્રવ્યમાં પરમશિવ તત્ત્વના અધ્યાત્મ ધર્મોને પ્રકટ કરવાનું સામર્થ્ય રહ્યું છે તેને કલાદ્રવ્ય કહે છે. શબ્દ, અર્થ અને પ્રત્યયના આ વિવર્તોનું આશ્રયસ્થાન અથવા રંગભૂમિ તે આપણું ચિત્ત છે.

આ ચિત્ત બે પ્રકારનું હોય છે, (૧) બોધપ્રધાન (Scientific or rationalistic] (૨) ભાવપ્રધાન ( artistic or emotional ). સાંખ્યશાસ્ત્ર કહે છે કે આપણું લિંગ શરીર ભાવથી સર્વદા રંગાયેલું અથવા વાસનાવાળું હોય છે. બોધ વસ્તુવિવેક કરે છે ત્યારે ભાવ તેમાં રસવૃત્તિ જગવે છે. બોધ આપણા સત્ય અને ચૈતન્યને જગવે છે ત્યારે ભાવ આપણા આનંદ સ્વભાવને બહાર કાઢે છે. પરમેશ્વરપદના માહાત્મ્યના બોધ અથવા જ્ઞાનથી ઉત્પન્ન થતો ભાવ તે ભક્તિરસ છે. તેવા માહાત્મ્યના જ્ઞાનવિનાનો ભાવ તે વિષયરસ છે.

કલાવિજ્ઞાનનું અધિકારિ ચિત્ત ભાવપ્રધાન વર્ગમાં પડે છે. પરમેશ્વર પદના વૈભવનું ઉન્મીલન એટલે પ્રકાશ કરવામાં શબ્દબ્રહ્મરૂપ સાધન લેવામાં આવે ત્યારે સંગીતકલા અને કાવ્યકલાનો ઉદય થાય છે. જ્યારે તે વૈભવના પ્રકાશસારૂ રૂપબ્રહ્મનો આશ્રય લેવામાં આવે ત્યારે ચિત્રકલા, શિલ્પકલા અને સ્થાપત્યકલા વગેરે નિર્માણનું વૈચિત્ર્ય દર્શાવનારી કલાઓ વ્યક્ત થાય છે. અને જ્યારે પ્રત્યય અથવા જ્ઞાનબ્રહ્મનો આશ્રય લેવામાં આવે ત્યારે અસાધારણ સામર્થ્યવાળી મનનવડે ત્રાણ કરનારી મંત્રકલા પ્રકટ થાય છે.

**नर्मदाशंकर देवशंकर महेता**



# अध्यात्म-मञ्जरी

(અનુસંધાન સદુપદેશ ૭૯ ના પૃષ્ઠ ૨૧થી)

## ૫

## मानस शुद्धि अने मनोबलनी वृद्धि

મનોબલ એ સર્વ શક્તિઓનો રાજા છે. જગતમાં આજે જે જે ચમત્કારિક શક્તિઓનો પ્રભાવ નજરે પડે છે, તે સર્વ શક્તિઓ ક્યાંથી પ્રકટી? એનું મૂળ તપાસીશું તો આપણને જણાશે કે કોઇ વ્યક્તિના મનમાંથી જ તે પ્રકટી છે! દૈવી ચમત્કારરૂપ ગણાતી શક્તિ કોઇ વ્યક્તિના મનમાંથી જ ઉદ્ભવી છે એ આપણે સારી રીતે સમજીએ છીએ.

એક મનમાંથી જ્યારે આવી અદ્ભુત, ચમત્કારિક શક્તિઓ પ્રકટે છે ત્યારે બીજા મનમાંથી કશું જ એવું પ્રકટતું નથી એ પણ આપણે નજરે જોઇએ છીએ. આ રીતે એક મન અદ્ભુત શક્તિઓ પ્રકટાવે છે અને બીજું મન સામાન્ય બલ પણ પ્રકટાવી શકતું નથી એનું એક જ કારણ છે—

### એકમાં મનોબલની અદ્ભુત વૃદ્ધિ-બીજામાં મનોબલની અતિ ન્યૂનતા

મનોબળની વૃદ્ધિ મનની તેજસ્વિતા, મનનો પ્રભાવ, તરતજ દર્શાવી આપે છે. એ મનનું તેજસ્વિપણું તેના મુખ ઉપર વિશેષ પ્રકા-

રનું વર્ચસ્ પ્રસારે છે. તેના નેત્રમાં કોઈ અદ્‌ભુત, ચમત્કારિક ભાવો પ્રકટાવે છે અને જ્યારે જ્યારે એવા અસાધારણ પુરુષને જોવામાં આવે છે, ત્યારે તેના મનની ઉંડાઈ ઘણી જ ગંભીર હશે એવું સહજ સમજાઈ જાય છે. આનું શું કારણ? મનનો પ્રભાવ શરીરના ઉપર પણ અદ્‌ભુત ફેરફારો કરે છે તે જ છે.

મનોબલની વૃદ્ધિ હોય ત્યાં માનસ શુદ્ધિ પણ હોય એવું સંભવતું નથી. ઘણા હલકા પ્રકારના જીવનવાળા માણસોમાં પણ મનોબલના ચમત્કાર જોઈએ છીએ. પરંતુ તેમના જીવનમાં અધ્યાત્મ બલ, જે મનની વિશુદ્ધિમાંથી જ પ્રકટે છે, તે દૃષ્ટિએ આવતું નથી. જે મનોભૂમિમાંથી એ ચમત્કારરૂપ વસ્તુ પ્રકટે છે, તેની શુદ્ધિ ન હોવાથી, તે મનોબલ તેને પરમ વસ્તુની સાથે સીધો સંબંધ કરી આપતું નથી, અને તેમાંથી પ્રકટતી વસ્તુ નિકૃષ્ટ પ્રકારની હોય છે.

એક વ્યાપારી સટ્ટાનો જબરો ખેલાડી હોય છે. કરોડોની ઉથલપાથલ જોતજોતામાં કરવાનું સાહસ તેનામાં રહેલું છે. કરોડોની ખોટને સહન કરી લેવી એ કાર્ય તેને ફુલમાળ જેવું હલકું લાગે છે. આવી સ્થિતિનું કારણ તેનું કેળવાઈને બલવાન્ થયેલું મન છે. એ મનોબલની વૃદ્ધિ માત્ર વ્યાપારની જ દિશામાં થયેલી છે. અને આ જ પ્રમાણે અનેક ક્ષેત્રોમાં મનુષ્યો પોતાના મનની શક્તિઓને ખીલવે છે, અને તેના પરિણામે તેવા પુરુષોના અદ્‌ભુત પ્રભાવ વ્યવહારમાં દૃષ્ટિએ આવે છે.

વિજ્ઞાનના જગતમાં આજે વિજ્ઞાનીઓ જે ચમત્કાર કરે છે, નવા નવા શોધકો જે આશ્ચર્યજનક શોધો જગત્ સમક્ષ મૂકે છે, નવા નવા કલાકારો જે કલાકૃતિઓ જગતને ચકિત કરે તેવી રીતે દર્શાવે છે, તે સર્વના જીવનમાં મનની કોઇ અપૂર્વ શક્તિ અસાધારણ વિકાસને પામેલી છે એ નક્કી છે. મનની કોઇ એક શક્તિનો વિકાસ પણ મનોબલની વૃદ્ધિને જ સૂચવે છે. તેમાં મનની સમગ્ર શક્તિઓનો

વિકાસ નથી છતાં મનની કોઇએક અપૂર્વ શક્તિનો તો અવશ્ય અસાધારણ વિકાસ છે જ.

મનની આવી શક્તિનો વિકાસ છતાં માનસ શુદ્ધિ સાચા સ્વરૂપમાં નથી હોતી, તો એ મનુષ્યનું જીવન એકાંશમાં જ ખીલે છે. એ મનુષ્ય સર્વ કાલે, સર્વ સ્થિતિમાં, સર્વ સુખાનુભવ કરી શકતો નથી.

મનોબલની વૃદ્ધિ માનસ શુદ્ધિ સાથે હોય છે, તો જ આ મનની અપૂર્વ સુખમય સ્થિતિનો અનુભવ થાય છે, એ નિર્વિવાદ છે.

કરોડોની ઉથલપાથલમાં મનને કંઇ દુ:ખસુખ જણાતાં નથી, તે જ મનુષ્યને શરીરપ્રકૃતિ જરા નરમ થતાં ઢીલો ઘેંશ થઈ ગયેલો આપણે જોઈએ છીએ. કોઈનું સાધારણ વચન સાંભળતાં તેના મનમાં અપાર ક્ષોભ થાય છે. પોતાની પત્ની, બાળક વગેરેની પ્રતિકૂળ પ્રવૃત્તિ જોતાં પાર વિનાના કલેશનો તેને અનુભવ થાય છે. આવી મનની સ્થિતિ એ સાચી મનોબળની સિદ્ધિ નથી. મનની એકાદ શક્તિનો વિકાસમાત્ર જ એ સૂચવે છે. પરંતુ યોગીશ્વરોના અદ્દભુત મનોબલને જુઓ. જગતના કોઇપણ વ્યતિકર તેના અચલ પહાડ જેવા મનને જરા પણ કંપાયમાન કરતા નથી. ગમે તેવા ભારે કષ્ટને પણ તે પ્રસન્ન વદને સહન કરી લે છે. ગમે તે સ્થિતિમાં તેનો આનંદ ઉડી જતો નથી. તેનું સુખ, તેનો આનંદ, તેની શાંતિ, તેનું સ્થૈર્ય, તેનું ધૈર્ય અખંડિત રહે છે. મનની આવી સમસ્થિતિ, અચલ શાંતિ, અખંડ આનંદ હોય ત્યારે સાચા મનોબલની સિદ્ધિ છે, એમ કહી શકાય, અને આવું અપૂર્વ મનોબલ સિદ્ધ થયેલું હોય ત્યારે જ વિશ્વનાં અદ્દભુત સામર્થ્યો ઉપર તે મનોબળ વિજય મેળવે છે. પૂર્વ કાલના સિદ્ધો, મહર્ષિઓ અને યોગીશ્વરોની એ અદ્દભુત સિદ્ધિ હતી, એ દૈવી સંપત્તિ હતી, એ તેમનો આંતર સામર્થ્યનિધિ હતો.

મનોબલ – આવું અપૂર્વ મનોબલ આજે પણ ખિલવી શકાય તેમ છે. આજે પણ તેની ન્યૂનાધિક કક્ષા અનેક મહાપુરુષોના જીવનમાં

પ્રસંગવશાત્ પ્રત્યક્ષ થાય છે અને તેના જાણનારાઓ તેના અપૂર્વ પ્રભાવને અનુભવી ચૂક્યા હોય છે. તેના સાચા માર્ગે જવું જોઈએ. તેનાં સાચાં સાધનોનો શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરવો જોઈએ.

સાચો માર્ગ એ જ છે કે આરંભથી જ મનની શુદ્ધિ સાધવાનો પ્રયત્ન સેવવો જોઈએ. મનની શુદ્ધિપૂર્વક મનોબળની વૃદ્ધિના ઉપાયો યોજવામાં આવે છે, તો મનોબળની વૃદ્ધિ અત્યંત વેગથી થાય છે, અને અધ્યાત્મ અનુભવો સત્વર જાગે છે. આથી કરીને એ આપણું મુખ્ય ધ્યેય રાખવાની અગત્ય છે. મનની મલિનતા એ જ અધ્યાત્મ સૂત્રને ઢાંકી રાનાર ઘોર અંધકાર છે. ઘણા મનુષ્યો અધ્યાત્મ માર્ગે પ્રવૃત્તિ કરે છે, પરમાત્માનાં સગુણ નિર્ગુણ સ્વરૂપોની આરાધના કરવાનો પ્રયત્ન કરે છે, છતાં તેમને જે સફળતા મળવી જોઈએ તે મળતી જણાતી નથી. નિત્ય પ્રાતઃકાલે વહેલા વહેલા સ્નાન કરી નાક પકડી સંધ્યા કરનાર, મંગલાનાં દર્શન માટે દોડભાગ કરનાર, કે સીતારામ સીતારામ અથવા રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ પથારીમાંથી ઉઠતાં વેંત મુખથી ઉચ્ચારનાર, આજે જ્યાં હોય છે, ત્યાંથી અધ્યાત્મ માર્ગમાં લેશ પણ આગળ પ્રગતિ કરતા જણાતા નથી. તેમના જીવનમાં જે વિકાસ જણાવો જોઈએ તે જણાતો નથી. તેમને પરમાત્મવસ્તુ પ્રતિના પ્રેમથી, પરમાત્માના નામસ્મરણથી, પરમાત્માના ધ્યાનથી, યોગનાં સાધનોના અભ્યાસથી, જે વિશેષ ફ્લ મલવું જોઈએ તે મળતું નથી. અને આવા ઘણા મનુષ્યો, પોતાના માર્ગમાં પોતાની પ્રગતિ થતી ન જોઈને આશ્ચર્ય પામે છે અથવા તો પ્રભુને દોષ દે છે, ગુરુની કૃપાથી ખામી જુએ છે, અથવા પ્રભુના સાચા અનુગ્રહ માટે શંકાના ઢગલા ઉકેલે છે. આમાં વાસ્તવ દોષ પોતાના જ અંતઃકરણમાં, પોતાના જ મનમાં રહેલો છે, એ પ્રથમ જોવાની જરૂર છે. પોતાના મનની શુદ્ધિના અભાવે જ પોતાની પ્રગતિ થતી નથી, પોતાના મનશ્ચંદ્રને ઘોર તમસ્ પ્રકટાવનાર અશુદ્ધ વિચારરાહુએ ઘેર્યો છે તે તેમની દૃષ્ટિએ આવતું નથી. આ આત્મનિરીક્ષણ એ પ્રથમ અગત્યનું છે.

આપણું પોતાનું મન કેટલું શુદ્ધ છે, એ આપણે વારંવાર જોવું જોઈએ. શી રીતે? આ પ્રશ્ન આપણને સ્વાભાવિક જ થવો સંભવે છે.

મનની શુદ્ધિનું માપ મનના વિચારની શુદ્ધિ ઉપરથી તરત જ નીકળે છે. હવે પ્રશ્ન થાય છે–વિચારોની શુદ્ધિ એટલે શું? જે વિચારો પરિણામે આપણા હૃદયને, આપણા મનને વિકારી કરે છે, જે વિચારો આપણા મનની, હૃદયની શાંતિ હરી લે છે, જે વિચારો ભય, કલેશ, સંતાપ પ્રકટાવે છે, એ બધા અશુદ્ધ વિચારો છે અને તેવા વિચારો અશુદ્ધ મનમાંથી જ પ્રકટે છે. એવા વિચારો વારંવાર પ્રકટે ત્યારે આપણે જાણવું જોઈએ કે આપણા મનની શુદ્ધિ ઉત્તમ પ્રકારે થયેલી નથી. આ બધા વિચારોનું સ્વરૂપ કામ, ક્રોધ, લોભ, મોહ, ભય અને શોકરૂપે આપણાં શાસ્ત્રોએ દર્શાવ્યું છે અને તે યથાર્થ છે. જ્યારે જ્યારે આ ષડ્વિકારો મનમાં સ્ફુરે છે, ત્યારે પરિણામે આપણા મનની શાંતિ જતી રહે છે, આપણો આનંદ નષ્ટ થાય છે, આપણી ઉચ્ચ મનોભાવનાઓ નાશ પામે છે, અને આપણે કોઇ એવાં કૃત્ય કરવા પ્રેરાઈએ છીએ જેના પરિણામે આપણે અનેક દુઃખોના પંઝામાં સપડાઇએ છીએ. પ્રસંગે તત્કાળ આવા દુઃખનો અનુભવ નથી થતો, તોપણ ગમે ત્યારે પણ એ પરિણામ અવશ્ય પ્રકટે છે. વળી તે તે વિકારો પ્રકટેલા હોય તે કાળે પણ અશાંતિ, કલેશ વગેરેનો અનુભવ થાય છે. અને જેટલા ઉંડા, જેટલા વેગથી એ વિકારો પ્રકટે છે, તેટલી ઉંડી અને બળવાન્ અસર આપણા મન ઉપર થાય છે અને આપણે દુઃખ, દુઃખના અગ્નિમાં સળગીએ છીએ. બહાર બરફની શીતળતા છવાઈ હોય, સુખ અને આનંદનાં સાધનોની વિપુલ સામગ્રી આસપાસ પડેલી હોય, સ્ત્રી, પુત્ર, મિત્ર અને અનેક સુખ આપનાર મનુષ્યો, સાધનો, સામગ્રી પ્રાપ્ત હોય, છતાં ષડ્વિકારોની પ્રબલ સત્તા જાગી હોય તો એ બધાં કેવળ નકામાં થઈ પડે છે, સુખ કે શાંતિનો ક્ષણ પણ અનુભવ થતો નથી!

વિકારોની પ્રબલ સત્તાનો કેટલો દુઃખદ અનુભવ ! અને છતાંએ વિકારોને મનમાંથી કાઢવા મનુષ્ય પ્રયત્ન જ ન કરે એ ભાગ્યની કેવી ક્રૂર મશ્કરી !

રાગ અને દ્વેષમાંથી આ ષડ્વિકારો જન્મ પામે છે. ખોટા મોહમાંથી અનેક પ્રસંગે કામક્રોધાદિના પ્રબલ વેગ ઉઠે છે, અને તે વખતે મનુષ્ય મનુષ્ય મટી પશુ બને છે. મનુષ્ય મનુષ્યપ્રતિની પોતાની ફરજ શી છે તે ભૂલી જાય છે, મનુષ્ય ભાઈ, બાપ, માતા, ભગિની કે પતિપત્નીના સંબંધોને ભૂલી જાય છે, અને ન કરવાનું કરવા તત્પર થઇ જાય છે.

આ પ્રકારનું મન શું શાંતિ આપે છે? શું પ્રસન્નતાથી મુખને આકર્ષક બનાવે છે ? નેત્રમાંથી અમી વર્ષાવે છે? તો પછી અધ્યાત્મબલના કયા અંશને પ્રકટતો તમે તેમાં અનુભવશો ?

અધ્યાત્મબલની જાગૃતિની સાથે મન શાંત–પ્રશાંત–નિતાંત શાંત થાય છે. અધ્યાત્મબલની જાગૃતિ થતાં આનંદ—મહાનંદ—દિવ્યાનંદ-પરમ આનંદ અનુભવાય છે. કોઇ અલૌકિક વાતાવરણમાં ફરતા હઈએ તેવું જણાય છે. આસપાસ સઘળે જ પ્રભુની સત્તા વ્યાપક જણાય છે. મનુષ્ય મનુષ્ય નહિ પણ પ્રભુનું મૂર્તરૂપ જણાય છે ! અને તેને જોતાં એક પ્રેમ — વિશુદ્ધ પ્રેમ ની અસ્ખલિત ધારા હૃદયમાંથી વહેવા લાગે છે ! આવો અનુભવ જાગે ત્યારે જાણવું કે આપણું મન વિશુદ્ધ થએલું છે ! આપણા હૃદયમાં કામક્રોધના વેગો શમ્યા છે, તેમની સત્તા આપણા ઉપર નથી, પરંતુ આપણી સત્તા તેમના ઉપર જામેલી છે ! વિકારો ને વિચારો આપણને અંકુશમાં નથી રાખતા, આપણે તેમને અંકુશતળે રાખ્યા છે. આપણી શાંતિને ચળાવવા, આપણા આનંદના પ્રકાશને ઢાંકવા, આપણા સુખામૃતને છીનવી લેવા હવે તે વિકારો કે વિચારોમાં બલ રહ્યું નથી. આપણે ઇચ્છીએ તે ક્ષણે શાંતિ આપણી અખંડ સમીપ છેઃ આપણી પ્રસન્નતા અખંડ આપણી

સહવાસિની છેઃ આપણી અમૃતસરિતા અખંડ આપણા હૃદયમાં મસ્તીના તરંગો ઉછાળી રહી છે!

પ્રિયબંધુ! શું આવી અવસ્થા અસંભવિત લાગે છે? જરા પણ અસંભવિત નથી. એ સિદ્ધ કરવાના, સત્વર સિદ્ધ કરવાના સુગમ ઉપાયો છે. એ ઉપાયો કરવા ન કરવા એ તમારા પોતાના સ્વાધીનમાં છે. એ ઉપાય હાથમાં લેતાં જ તમે અધ્યાત્મ માર્ગમાં સિદ્ધિ અપાવનાર પરમ સુખના કણનું આસ્વાદન કરવા લાગશો અને અંતમાં અપૂર્વ માનસ શુદ્ધિ અને અદ્ભુત મનોબલ પ્રાપ્ત કરવા સુભાગ્યવાન્ થશો. (અપૂર્ણ)

चु. ज. ओझा



# संस्थानुं सत्त्व.

પ્રત્યેક દેશમાં, અનેક સ્થળો તીર્થરૂપ ગણાયાં છે અને અને
સંસ્થાઓ ચૈતન્યથી પરિપૂર્ણ મનાઈ છે. માણસની વૃત્તિ, જ્યારે જ્યા
આવા કોઈ સ્થળમાં જાય છે ત્યારે, અથવા આવી કોઇ સંસ્થામાં પગ
મૂકે છે ત્યારે, જાગ્રત્ થાય છે અને તેની કલ્પનાશક્તિ કામ કરવ
લાગે છે. જનસ્વભાવ સ્વાભાવિક રીતે આ પ્રેરણાથી ભરેલો છે
જ્ઞાની અથવા અજ્ઞાની, બાળક અથવા વૃદ્ધ, સર્વના હૃદયમાં અવનવુ
તીર્થ સ્થળ, અને અવનવી સંસ્થા કાંઇ જૂના કે નવા સંસ્કાર જગા
છે, તેના હૃદયમાં રહેલા ચૈતન્યનો બહારના પ્રદેશ સાથે કેટલેક અંશ
સંબંધ થાય છે. અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે અને સમાધાન મેળ
વવા અંતર અને બહાર પૂછપરછ ચાલે છે. પણ સ્થળ અથવા સંસ્થાને
જો આપણે કાંઇ આત્મા છે, મધ્યબિંદુ છે, જાગ્રતિનું કેન્દ્ર છે, સત્ત્
છે, ચૈતન્ય છે, જીવ છે એમ માનીએ તો તે તે સ્થળ અને સંસ્થામ
પ્રકટ થનાર, રમી રહેનાર ચારિત્ર્યવાન્, સુસંસ્કૃત સ્ત્રી, પુરુષ, બાળકે
છે અને તેનો પડઘો પાડનાર તેના વિદ્વાન્ લેખકો, કવિઓ, કલાકારો
ધર્મવીર, દાનવીર નરનારીઓ વગેરે છે. નૈસર્ગિક સૌંદર્ય સ્થળોનુ
બાદ કરીએ, અને સંસ્થાઓનો બહારનો ખટાટોપ, વાણી અને વ્યાપા
રનો, ધન અને માનનો ખસેડી લઈએ તો તેના વાસ્તવિક જીવનમ
શું, મૂલ્યવાન્ શું, માયાવી શું અને સુખદાયી સુસ્થિર ધન કયું અને
કેટલું તે સમજાવા માંડે છે.

સંસ્થાઓ અને તીર્થોનો મોહ પરંપરાથી ચાલતો આવ્યો છે
એક મહત્ત્વની વસ્તુ અથવા વ્યક્તિ જાગ્રત્ થઈ કે તેની આજુબાજુ

તેનું શરીર રચાય છે. તે શરીર આજુબાજુના માણસોથી બનેલું હોય, કે જડ, ઈંટ માટી, પથરાના મંદિર અને મહેલોથી બનેલું હોય. મુખ્ય કેન્દ્રરૂપ, આત્મારૂપ વસ્તુની વિભૂતિ તેની સાથે રહે છે. આ વિભૂતિ એક છાયારૂપ છે, પ્રકૃતિરૂપ છે. મુખ્ય પુરુષ, ચૈતન્ય અંદર રહે છે.

હિંદુસ્થાનમાં આજે તીર્થોનો કે સંસ્થાઓનો તોટો નથી. તે રોજ વધતાં જાય છે. નવાં તીર્થો નવાનવા મહાપુરુષોના સંસર્ગથી રચાય છે. નવી સંસ્થાઓ તેમના સહવાસ અને આદર્શોને આકૃતિ આપવા રચાય છે. એક મહાન્ વ્યક્તિની પૂજા માટે જ્યાં ત્યાંથી હજારો અને લાખો તેની પાછળ દોડે છે અને એક તીર્થ અથવા સંસ્થા રચે છે. વર્તમાનમાં ગાંધીજીએ પોતાના સહવાસથી તીર્થ અને સંસ્થા જાણે અણજાણ્યે રચ્યાં છે. કવિવર ટાગોરનું શાંતિનિકેતન, માલવિયાજીની હિંદુયુનિવર્સિટી, લાલાજીનાં પંજાબમાં વિદ્યાલયો, એનીબીસેંન્ટ, રામકૃષ્ણ પરમહંસ, રમણમહર્ષિ, અરવિંદબાબુ આદિનાં અનેક આશ્રમો, રાજકીય કે ધાર્મિક પુરુષોના સંપ્રદાય ઉભા થયા છે અને યાત્રાનાં ધામ કેટલેક અંશે બની રહ્યાં છે. અને પૂર્વથી ચાલતા આવેલા અનેક સંકલ્પો અને તીર્થો મહાનુભવ પુરુષોના સહવાસ અને સંબંધથી ઘડાએલાં છે, એ આપણે હિંદુસ્થાનની પ્રજાને અજાણી વાત નથી.

આ રીતે તીર્થો અને સંપ્રદાયો—સંસ્થાઓ મનુષ્યજીવનમાં નવાં નથી. તે પરાપૂર્વથી ચાલતાં આવે છે. જૂનાં ખરે છે અને નવાં રચાય છે એનો પૂરાવો ઇતિહાસ રોજ આપે છે. એક ફરતી ઘટમાળ આપણી દૃષ્ટિ સમીપ જણાય છે.

સર્વધર્મસંસ્થાપકોએ શરૂઆતમાં પ્રજાને બંધનમાંથી છોડાવવા પ્રયત્ન કર્યા, મુક્તિના માર્ગ બતાવ્યા. જે તે સમયે અધર્મ, અન્યાય, અવિચાર વગેરેના અમાનુષી ત્રાસથી બચાવવા સત્પુરુષો આવ્યા અને ઇશ્વરને અવતારો ધારણ કરવા પડયા. માણસને પોતાનું સ્વત્વ બતાવવું, તેના યથાર્થ આત્માની શક્તિઓ ઓળખવા પ્રેરણા કરવી અને બંધનની અનેક બેડીઓ પોતાની મેળે લાધેલી કે પરની લાધેલી તોડવી,

એ શીખવવાનું કાર્ય આ પુરુષોએ કર્યું. દેશકાલનો રચાએલો ઇતિહાસ જોતાં, કર્મ, ભક્તિ, જ્ઞાન, આચાર, વિચાર વગેરેનો એક જ પ્રજામાં વ્યતિરેક થતાં સુકૃતિવાન્ પુરુષોને એક ખુણે બેસી રહેવાનો સમય આવતાં અને દુર્જનોનાં હાથમાં સત્તા જામી જતાં, અસાધારણ વ્યક્તિઓ ઉભી થઈ છે અને તેમના અગાધ પ્રેમ અને સેવાના બળથી માનવપ્રજાનો ઉદ્ધાર થયો છે. તેમણે મહાન્ પરાક્રમનાં કાર્યો કરી બતાવ્યાં છે અને પીડાતી પ્રજાને સુખ, શાંતિ, જ્ઞાન, કર્તવ્ય વગેરેના માર્ગ દેશકાલાનુસાર બતાવી, રાજ્યોનું અને ધર્મોનું સંસ્થાપન કર્યું છે.

આ ઉદ્ધારનો સમય વારંવાર અમુક કાળે આવ્યા કરે છે, કારણ પડતીનો સમય પણ અમુક કક્ષાએ પ્રજા પહોંચ્યા પછી કોઇને કોઇ કારણથી આવતો શરૂ થાય છે. ચૈતન્યવાન્ એક વ્યક્તિ થઈ ગઇ અને પૂર્ણ સ્થાપના એક સુંદર શરીર કે સંસ્થાની થઈ ગઈ કે પછી આજુબાજુથી તેના પૂજકો, દેહાભિમાનીઓ આત્મભાન ભૂલવા માંડે છે અને વ્યક્તિનું સત્ત્વ ભૂલી જઇ તેના મોહક બાહ્ય સ્વરૂપને વળગવા પ્રયત્ન કરે છે. તેમાં તેમની અહમ્ વૃત્તિ ઉદય પામે છે અને તે પોષવા બહારનાં અનેક સાધનો લોલુપ વૃત્તિને લઇને એકત્ર કરે છે. વ્યક્તિનો પરમ પ્રેમ ભૂલી જઈ માલકીના હક સ્થાપવામાં આવે છે, હું અને મારૂં જેમાં તેમાં જોવામાં આવે છે અને દેહભાવને મોટું અજબરૂપ આપવામાં આવે છે! ક્ષણિક વસ્તુને ક્ષણિક જોવાને બદલે તેને ચિરસ્થાયી માનવામાં આવે છે અને તેનાં પુતળાંને એકત્ર કરી લાલનપાલન કરવામાં બધો સમય અને બુદ્ધિનો વ્યય કરવામાં આવે છે. પરંતુ આ સર્વ પતનની દિશા છે. સુસંસ્કાર અને સદ્વૃત્તિને દાબી દઈ માત્ર જડપૂજા અને વિધિનો વિગતવાર મોહ ઉંચે લઇ જનાર નથી. બને તેટલું અંતર સત્ત્વ સમજવું અને તેને આચારમાં ઉતારવું એજ અગત્યનું છે. પ્રજાના શરીર સાથે, સમાજના ભિન્નભિન્ન વિભાગ માટે દેહની પૂજા તેના ફકત આવશ્યક વ્યવહાર માટે કરતા રહી, સર્વ સાથે યોગ્ય સહાનુભૂતિ રાખી, તેથી પર પોતાનું જીવનસત્ત્વબળ ઓળખવું અને એકાંતમાં તેનું રક્ષણ કરવું, એ અત્યંત આવશ્યક છે.

આ સ્થળે કોઇ એમ ન માને કે પરમ ચૈતન્યની ઉપાસના કરતાં, તેના સુરૂપ દેહની, શબલ બ્રહ્મ પરમાત્માની મૂર્તિમંત ઇશ્વરની અવગણના કરવી. તે દેહ, તેમનું રૂપ, તેમની મૂર્તિ, તેમની સ્થાપિત પ્રણાલિકા, સંસ્થા વગેરે પૂજ્ય છે. તે સર્વ ઉપાસ્યરૂપ છે. તેમના સ્નેહ અને ભક્તિથી અંતરના ગુહ્ય જ્ઞાન અને યોગના અધિકારી થવાય છે. પરંતુ સ્મરણમાં રાખવાનું કે દેહ, સમાજ, સંસ્થા એ માત્ર છાયા છે. તેમાંજ રચ્યાપચ્યા રહી ભૂલાવામાં ન પડીએ અને તેની પાછળ રહેલી અમૂલ્ય વસ્તુ ન ગુમાવીએ. શરીરનો મોહ, સેવા, સર્વ મર્યાદિત અને પ્રધાન વસ્તુના રક્ષણાર્થે જોઇએ.

સાચું આરોગ્ય કોણ ભોગવે છે? જેને દેહનું ભાન ઓછામાં ઓછું રહે છે તે. દેહના ધર્મો અને આચાર વિચાર, લાલન પાલન જે સંભાર્યા કરે છે તે દેહથી પીડાતો હોય છે. તેના રક્તમાં શુદ્ધિ નથી. તેની દેહાકાર બની ગએલી બુદ્ધિવૃત્તિ છે. તે જડભાવને પોષે છે અને પામે છે. દેહથી પર રહેનાર, દેહભાન ભૂલનાર ધર્મવીર અને કર્મવીર બને છે, તે જ પ્રમાણે સંસ્થાનું તેજ, બળ, આરોગ્ય, ક્યારે હોય છે? સંસ્થાનું ઓછામાં ઓછું ભાન. અને કર્તવ્ય, પ્રેમ અને કલાના આદર્શો જીવનમાં ઉતારવાની અંતરની તીવ્ર ઇચ્છા હોય ત્યારે. સાધુ, સંત, વિદ્વાન્ આદર્શ વિભૂતિઓ આગળ નમ્રભાવ, તેમની પૂજા અને પ્રતિષ્ઠા, જ્યાં ત્યાં પ્રેમ ભક્તિ અને સેવાના હાથ ધરવાના મુંગા પ્રયત્નો પ્રસિદ્ધિની આશા કે માગણી વિના સ્વબળથી ઉભરાતા હોય. માન અભિમાનની હોળી. જગતમાં, સંસ્થામાં " હું કંઇ છું " એવું ભાન ભૂલવાપણું. અંતરનો સત્ય, જીવંત આવેશ. જ્યાં ત્યાં મુક્તિ, બંધનોથી છૂટવા અને છોડવવાના સ્વધર્મ અનુસાર કાર્યક્રમો. અખંડ ઉત્સાહ, અખંડ સતચિંતન, સાચી અંતરની વસ્તુનો સ્નેહ, અને બહારની વસ્તુનો ખપ પુરતો ઉપયોગ. એક રીતે બહારથી જોઇએ તો સંસ્થાને કે જગતને ભૂલવાપણું, પરંતુ વાસ્તવિક આખી સંસ્થા અને જગતને પોતાનાથી અભિન્ન માની તેમાં રહી તેના ઉદ્ધાર અને કલ્યાણમાં પ્રવૃત્તિ.

અત્યારે દેશકાલ અને સમાજ સર્વ જોતાં એક વિચિત્ર પરિસ્થિતિ ઉભી થઈ છે. તેમાં કાર્ય કરનાર સર્વને વ્યામોહ થયા વિના રહે તેમ નથી. શું કરવું? અને શું ન કરવું? એનો ભ્રમ ભલભલા વિચક્ષણ પુરુષોને મુંઝવે છે. જીવન અને વ્યવહાર એ બેનો યોગ પોતાના અને પરના સુખ, કલ્યાણ માટે કેમ સાધવો એ મહત્ત્વનો પ્રશ્ન થઈ રહ્યો છે. તેનો ઉકેલ સહેલો નથી. અનેક મુશ્કેલીઓથી ભરેલો છે. પણ પ્રત્યેક દેશ અને સંસ્થામાં, આવી ઉભેલી મુશ્કેલીઓને તરવામાં પાછી પાની ન કરનાર કોઇ કોઇ વીર નરનારીઓ ઉત્પન્ન થએલા હોય છે. તે કદી મુંઝાતા નથી. એકવાર હારે તો તેથી તે થાકતા નથી. પુરુષાર્થ એ તેમનું પરમ ધ્યેય છે. અંતરનો આશીર્વાદ, પ્રસન્નતા તેમના આદર્શના સમીપ લઈ જવામાં તેમને સહાયભૂત છે. અડગ શ્રદ્ધા અને નિ:સ્વાર્થ વૃત્તિ, સર્વ તરફનો પ્રેમ, અગાધ બળ ઉત્પન્ન કરે છે, અને માર્ગનો ઉકેલ બતાવે છે. મનુષ્યના હૃદયમાં સાચો પ્રેમ પ્રકટ્યો હોય તો તેને માર્ગ શોધતાં વાર લાગતી નથી. પ્રેમ વિના દરવાજા બંધ જણાય છે અને જ્યાં ત્યાં વાડો અને કાંટા વીંટળાઈ રહેલા જણાય છે. સંસ્થાનો સાચો પ્રેમ, દેશનો સાચો પ્રેમ, મનુષ્ય આદિ પ્રાણી તરફનો નિ:સીમ પ્રેમ, અંતરનાં ચક્ષુ ઉઘાડે છે, મર્યાદાઓ તોડી નાંખે છે, સલાહ અને શાંતિ સ્થાપે છે, અને કર્તવ્યના અનેક માર્ગ સ્પષ્ટ બતાવે છે.

સંસ્થાઓ જડ બની જાય છે, દેશની અધોગતિ થાય છે, જ્યારે સાચો પ્રેમ હૃદયમાં ઝળહળતો નથી ત્યારે. સુકાનીઓ હાજર છે, શ્રી કૃષ્ણ ભગવાન્ સર્વના અંતરમાં બિરાજે છે, પણ તે ક્યારે? અંતરમાં પ્રેમ હોય ત્યારે. કોઇ સંસ્થા કે દેશને સતેજ કરવા પ્રેમને જગાડવો, ભક્તિને વધારવી અને પરોપકારનાં બીજ વાવવાં, એ જ ઉપાય છે. સંસ્થાનું સત્ત્વ, દેશનું સત્ત્વ સાચો પ્રેમ છે. બાહ્યનાં આડંબરો, મૂર્તિઓ, પુતળાં નથી. સાચા ચારિત્ર્યવાન્ સ્ત્રી, પુરુષો, બાળકો વગેરે છે. સાચા તત્ત્વજ્ઞો, કવિઓ, કલાકારો, વિદ્વાનો વીરનરો છે. સંસ્થાને જાગ્રત્

રાખવા, દેશને આબાદ કરવા, મુક્તિના મંત્રો પઠન પાઠન કરવા, વિચાર અને આચારની અનેક ખોટી ટેવો પડેલી કે પાડેલી દૂર કરવી જોઇએ. ઘણી વખત માણુસો બાળપણુમાં અંકિત થએલા ખોટા સંસ્કારના ભોગ થઇ પડેલા હોય છે, અથવા ભોળપણુ અને અજ્ઞાનમાં ગ્રહણુ કરી લીધેલા કે કોઇ યુક્તિબાજ સ્વાર્થી મનુષ્યોએ છાપ પાડી મૂકેલા સંસ્કારોનાં પુતળાં બની ગએલા હોય છે. તે ગાડરીઆ પ્રવાહની પેઠે દોડે છે. વિચારની શુદ્ધિ અને સ્વતંત્રતા તેમનામાં જોવામાં આવતી નથી. અનેક જુની વહેમી ઘરેડમાં તણાય છે. આવા માણસો દેખીતા ઉજળા, ચાલાક અને ચબરાખ જણાય છે. પરંતુ તે મિથ્યા વાસના અને વિચારના ભોક્તા થઈ પડેલા હોય છે. તેમનું સ્વત્વ હરાઈ ગએલું હોય છે. તે જ્યાં જાય ત્યાં સુરમ્ય કલ્યાણ અને સત્યની છાયા કે છાપ પાડતા નથી પરંતુ અંધ કૂપમાં પડવાની અને પાડવાની વાતોના મોહમાં ખેંચાતા હોય છે. દંભ, ઈર્ષ્યા, અસૂયા, પોતાનું એકલવાયાપણું મહાન્‌પણું વગેરે બતાવવાનો પ્રયત્ન કરે છે અને તે જાણ્યે અણુજાણ્યે વહેલાં મોડાં બહાર પડે છે.

મનની ગુલામી એવી છે કે તે છેવટ સુધી માણુસોને સમજાતી નથી અને તે કબૂલ કરાતી નથી. પંડિતો અને મુત્સદીઓ તે સમજી શકતા નથી. સત્ય વસ્તુમાં જીવવું, રહેવું, ફરવું, આચરવું એ ઘણા થોડા જ જાણે છે અને અનુભવે છે. તે એકકાલે વાતોથી પ્રાપ્ત થતું નથી. તૈયાર વેચાતું મળતું નથી, નિત્ય જીવનના ક્ષણુક્ષણુ અભ્યાસ, વિચાર અને વૈરાગ્યથી તે શીખાય છે, અને મેળવાય છે.

સંસ્થાઓ અને તીર્થો ઘડાય છે અને તે જનકલ્યાણુમાટે કાર્ય કરે છે. કયાં સુધી? તે વ્યક્તિના વિકાસની યોજનામાં આડે ન આવે અને તેનું શુદ્ધ ચૈતન્ય એક કમલસરખા પુષ્પની માફક ખીલવા દેવામાં સહાય અર્પે ત્યાં સુધી. આ અડચણો, આ પ્રતિબંધો સર્વ રીતના હોય છે. તે શારીરિક, માનસિક તથા આધિદૈવિક હોય છે, તેમ સહાયક હેતુઓ પણુ અનેક સ્થૂલ, સૂક્ષ્મ કારણુ આદિ હોય છે.

જીવનની મોજ, આનંદ, એકાંતમાં એકલાને હોય છે તેમ સર્વ સાથે એકમેક થઈ સહાનુભૂતિપૂર્વક સર્વ સાથે પણ હોય છે. જગતથી પર આનંદ છે તેમ જગતની અંદર વસ્તુસ્વરૂપને ઓળખનારને પણ આનંદ છે. સંસારમાં અને તેનાથી બહાર આ જીવનની લહેર છે. અધિકારથી, અભ્યાસથી, સદ્‌ગુરુના પ્રસાદથી તે પ્રાપ્ત છે.

સંસ્થાઓ, સ્થળો, પૂજ્ય કૃતિઓ, મહાપુરુષોના જીવનની પ્રતિમાઓ છે. તેમના અગાધ પ્રેમ, દયા, દાન, ભોગ, ત્યાગ, સર્વજનકલ્યાણકારી સ્વભાવ, એકંદર સર્વ સ્થાવર જંગમ પ્રાણી પદાર્થ તરફના આત્મભાવથી ઉપજેલી પ્રેમાંજલિઓ છે. આજે અનેક સ્થળે દેવાલયો, જ્ઞાનાલયો, અન્નસત્રો, જળાશયો, ધર્મશાળાઓ, સંગ્રહાલયો, અશક્ત આશ્રમો વગેરે જોવામાં આવે છે, અને નિત્ય ત્યાં વિદ્યા, ધર્મ, જ્ઞાન, અન્ન, ઔષધિ આદિના વિતરણની યોજનાઓ દ્વારા યજ્ઞો ચાલી રહ્યા છે, અને દેવ, મનુષ્ય પિતરોનાં ઋણ તૃપ્ત કરી સર્વના વિવિધ આશ્રમોના રક્ષણનાં કાર્યો નભી રહ્યાં છે તે ચૈતન્યપૂર્ણ, દયાસાગર, ઐશ્વર્યસંપન્ન મહાપુરુષોના આશીર્વાદની મૂર્તિસમા છે. તેમનું રક્ષણ કરવું અને પ્રણાલિકા ઉભી રાખવી એ અનેક સજ્જનોનું કાર્ય છે, વહિવટમાં ઉતરનારનું એક અગત્યનું ધ્યેય છે. એટલું જ કે વહિવટદારો વસ્તુને ભૂલી છાયાને પકડવા ન દોડે. તત્ત્વને છોડી બાહ્યરૂપનાં માત્ર દૃશ્યો રચવામાં પોતાની મુડી અને બળનો ઉપયોગ ના કરી દે. શુદ્ધ અંતરના ચૈતન્યને જાગ્રત્ રાખી બહારની મૂર્તિનું પૂજન સાંગોપાંગ કરવું. પણ બહારનું સાંગોપાંગ પૂજન કરવાની વૃત્તિને એકદમ બહિર્મુખ ભગાવી અંતરમાં જોવાનો અવકાશ ન મેળવવો, એમ થવું ન જોઇએ. પરંતુ જગત્ આજે મોટે ભાગે વાસ્તવ ધ્યેયની પાછળ જે બળ, બુદ્ધિ અને સંપત્તિનો વ્યય કરવો જોઇએ તે તેમાં ન વાપરતાં છતર બહારના દેખાવો ઉપર જ ભાર મૂકે છે, અને તેની પાછળ દોડાદોડ કરી ભ્રાંતિમાં સર્વ સમય, બુદ્ધિ અને સામગ્રીનો વ્યય કરે છે.

જ્ઞાન આપવાને અને લેવાને બદલે, વાંચન વધારવાને અને સમજવાને બદલે, માત્ર પુસ્તકો અને કબાટો એકત્ર કરવામાં અને તેના રક્ષણ કરવામાં જ સમય જાય છે. પ્રજાને ઉદ્યોગી, બળવાન્, વિદ્યાકલાસંપન્ન અને શાંતિથી સહકારથી રહેવાનું શીખવાડવા કરતાં અને તેની મહત્તા વધારવા કરતાં, ધન, બુદ્ધિ આદિનો મોટો ખર્ચ વિનાશક દ્રવ્યો ઉત્પન્ન કરવામાં તેનો ઉપયોગ શીખવવામાં, અને મનુષ્ય મનુષ્યવચ્ચે સ્પર્ધા અને અસહકાર વધારવામાં, કરવામાં આવે છે. વિદ્યાલયો, અન્નસત્રો, દવાખાનાં, દેવાલયો, સાચા અભિલાષી અને અધિકારીઓ માટે ઉઘાડાં રાખવાને બદલે ઘણી વખત બીજા જ તેમનો લાભ લેતા હોય છે, માલકી કરી બેઠેલા હોય છે, અને બહારના દેખાવ રચી ભોળાઓ અને ભ્રમિતોને આકર્ષી વાસ્તવિક સત્ય વસ્તુને છોડી દીધેલી હોય છે. ખરા અધિકારીઓ દૂર રહે છે. જગત્ આ રીતે એક વાતે ચાલી રહ્યું છે. પણ તે પ્રવાહમય છે. તે સ્થિર નથી. તેમાં એક બીજી વસ્તુનો યોગ એક પ્રકારના રાસાયણી સંયોગના નિયમાનુસાર ચાલે છે. ક્ષણે ક્ષણે પદાર્થોનો અને માણસોનો યોગ, શાસ્ત્રીય નિયમાનુસાર ઘડાય છે, અને છૂટો પડે છે. દ્રવ્યોમાં, મનુષ્યોમાં કુદરતી આકર્ષકપણું એકત્ર થવાનું અને પૃથક્કરણ પામવાનું, છૂટા પડવાનું બળ રહેલું છે. તે ન્યાયે સંસ્થા અને તેના સંબંધો રોજ પ્રવાહમય રહેતા હોવાથી યોગ્યાયોગ્ય ઘડતરથી બંધાય છે અને છૂટા પડે છે. આગેવાન ઉચ્ચ લક્ષને વળગી રહેનાર સંસ્થાના સત્ત્વ તરફ દૃષ્ટિ રાખે છે અને તેનું સુકાન પકડી રાખે છે, અને બીજા જેમ તેમ ને ગમે તે સામગ્રી દેખાવ પુરતી એકત્ર કરી, મૂળ ધ્યેયને વહેતું મૂકે છે અને સંસ્થાનું જીવન ક્ષણિક તથા વિપરીત બતાવે છે.

સંસ્થા જીવનમય ચલાવવા કે જડમૂર્તિમય નભાવવા સંસ્થામાં આકર્ષણ કયા પ્રાણી પદાર્થો, મનુષ્યો વગેરે માટે છે, તે જોવાથી સમજાય છે. જો ત્યાં ઉચ્ચ અધિકારી, જ્ઞાન, વિદ્યા, કલા, ભક્તિ, તત્ત્વજ્ઞાન, મનુષ્યપ્રેમ, સેવા, નિઃસ્વાર્થ વગેરેમાં પ્રીતિવાળા આકર્ષાઈ

આવતા હોય તો જાણવું કે તે સંસ્થા જીવનથી ભરેલી છે, જીવનમાં વહેતી છે અને તેના આદર્શો સુખમય, કલ્યાણમય, જગત્‌ના ઉદ્ધાર અર્થે છે. ત્યાં ઘડાનાર સર્વ કાર્યક્રમો, પ્રગતિના માર્ગના સાધક છે. અને જે કોઇ સંસ્થામાં દંભ, માન પ્રતિષ્ઠા, ધન આદિના અભિમાનથી કે લાલચથી ભાગ લેવાનું આકર્ષણ થતું હોય તો ત્યાં જીવનથી, શુષ્કતા છે, નિર્બળતા છે, પ્રગતિનાં પગથિઆં નથી, પરંતુ અવનતિનાં દ્વારો છે. અંતઃકરણ, બુદ્ધિ, આદિને શુદ્ધ સત્ત્વમય કરી આગળ વધારનાર નથી પણ મનની ગુલામીની બેડીઓ છે.

આપણે શ્રેયસ્સાધક બંધુઓ પ્રગતિના, પુરુષાર્થના ઉપાસક છીએ, જીવનને જાણનાર, સમજનાર છીએ. આપણે મિથ્યા વસ્તુને વળગી રહેનાર નથી. ભીતરની શુદ્ધ ચૈતન્યમય વસ્તુના પૂજક છીએ. દંભ આપણને પ્રિય નથી. મોહ અને મમતાને આપણે ટાળવા માગીએ છીએ. જગત્‌ની સંસ્થાઓ આજે આકર્ષણ અને પૃથક્કરણના નિયમથી સન્માર્ગે કે ઉન્માર્ગે ચાલતી જોવામાં આવે, તે ઉપરથી આપણે આપણો પાઠ નક્કી કરીએ. આપણા શ્રીસદ્‌ગુરુનાં વચનો સંભારીએ. તેમનું જીવન આપણામાં અને બહાર મૂર્તિમંત કરીએ. સાચો પ્રેમ વધારીએ, જ્યાં છીએ ત્યાંથી આગળ વધીએ અને જીવંત પ્રવાહમાં વહીએ. આપણે રોજ આગળ વધીએ છીએ, આપણામાં સત્ય, વિદ્યા, કલા, સંસ્કૃતિ, આચાર વિચાર ઉતારીએ અને તે આપણી કૃતિઓ દ્વારા પોતાને અને જગત્‌ને બતાવી આપીએ. આપણું સાહિત્ય ચેતનવંતું છે, આપણા ઉત્સવો જ્ઞાન, બુદ્ધિપ્રધાન છે, આપણી કૃતિઓ વિવેક, મર્યાદા અને ભક્તિથી ભરેલી છે. આપણે ત્યાં લેખકો, કવિઓ, વિચારકો, અભ્યાસીઓ, કલાપ્રેમીઓ, સેવાની મૂર્તિઓ, દાનવીરો, ધર્મવીરો અનેક છે. ચારે દિશામાં આપણે ચૈતન્યપૂર્ણ છીએ. તે લક્ષ સાધી આપણી સંસ્થા અને આપણી પ્રત્યેકની કૃતિઓ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, અનંતની મૂર્તિસમ ઘડીએ. પરમાત્માનો અનુગ્રહ વર્ષી રહ્યો છે. આપણો અધિકાર પરમ વસ્તુ, પરમ પ્રસાદ, પરમ મૂર્તિ સર્વને આકર્ષી લાવે

છે. આપણો અને સર્વનો જયજયકાર ગર્જાવે છે. આપણે આપણાં બંધનો તોડીએ અને જગતનાં બંધનો તોડવા માર્ગ રચી આપીએ. જગત્ આજે મુક્ત થવા માગે છે. દુઃખનાં જડવાદનાં બંધનોથી તે જકડાઈ રહ્યું છે, તે કોઇ સ્થળમાં, કોઇ સમાગમમાં, કોઇ સુયોગ્ય સંગતિ અને સંસ્થામાં રહી છૂટકારો માગે છે. માર્ગ બતાવો એમ બૂમ પાડી રહ્યું છે, તેને આપણે આવકાર આપીએ. મહાપુરુષોએ, ઈશ્વરઅવતારોએ ડિંડિંમ વગાડી ગાયું છે.

"ધરી જન્મ સુનીતિ ધારો, કરી હૃદય સુગુણનો ક્યારો રે,
જો હોય જગમાં યશ લ્હાવો."

× × ×

"નૃસિંહ સફલ તેનો શ્રમ સર્વ જાણો જે
વસ્તુમાં સદા શમાતો રે,"
"પ્રેમ પ્રકટ કરી સાચો વીરારે,
આપ તરી સંગીને તારોરે."

ભોગીલાલ જયશંકર ઓઝા



॥ ॐ श्री ॥

# શ્રેયની પ્રાપ્તિનું સાધન.

આ જગત્માં મનુષ્યને માટે વિદ્યાસમાન નેત્ર નથી, અને સત્યસમાન તપ નથી, તથા રાગસમાન દુઃખ નથી, અને ત્યાગસમાન સુખ નથી. માટે પાપકર્મથી સદા નિવૃત્ત રહેવું તથા પુણ્યશીલ થવું, સારી વૃત્તિ રાખવી, શુભાચાર પાળવો એ સર્વોત્તમ શ્રેય છે. સુખરહિત મનુષ્યનો જન્મ પામીને જે તેમાં આસક્તિ રાખે છે તે મોહ પામે છે. તે મનુષ્ય દુઃખમાંથી છુટવાને શક્તિમાન્ થઈ શકતો નથી. સંસારી પદાર્થોનો સંયોગ એ દુઃખનું ચિહ્ન છે.

જે જીવ સંસારના પદાર્થો ઉપર આસક્ત થાય તેની બુદ્ધિ મોહરૂપી જાળની વૃદ્ધિ કરે છે. અને જે પુરુષ મોહરૂપી જાળમાં ફસાય છે તે પુરુષ આ લોકમાં તથા પરલોકમાં દુઃખ ભોગવે છે. માટે કલ્યાણની ઇચ્છા રાખનારાએ સર્વ ઉપાયો કરીને કામ તથા ક્રોધને અંકુશમાં રાખવા જોઈએ, કારણ કે તે બંને શ્રેયસ્નો નાશ કરવા તત્પર રહે છે, માટે તપને ક્રોધમાંથી બચાવવું અર્થાત્ ક્રોધથી તપનું રક્ષણ કરવું, અને લક્ષ્મીને મત્સરના અંકુશમાં જતી બચાવવી, એટલે લક્ષ્મી મળ્યા પછી મત્સરી થવું નહિ.

વિદ્યાનું માન તથા અપમાનની સામે રક્ષણ કરવું, અને આત્માનું પ્રમાદની સામે રક્ષણ કરવું. સૌજન્ય પરમ ધર્મ ગણાય છે, ક્ષમા એ પરમ બળ છે, આત્મજ્ઞાન એ પરમ જ્ઞાન ગણાય છે અને સત્યના કરતાં કોઇ પણ વસ્તુ ઉત્તમ નથી. સત્ય બોલવું એ હિતકારક છે, પરંતુ સત્ય કરતાં પણ હિતકારક વચન કહેવું એ વધારે સારૂં છે. જે વચન પ્રાણીઓનું અત્યંત હિત કરનાર હોય છે એને સત્ય માનવું.

જે પુરુષ સર્વ પ્રકારનાં કાર્યોનો ત્યાગ કરે છે, જે આશા-રહિત હોય છે, જે કોઈ પણ વસ્તુનો સંગ્રહ કરતો નથી તથા જેણે સર્વ વસ્તુનો ત્યાગ કર્યો છે તેને જ વિદ્વાન્ તથા પંડિત જાણવો.

જે પુરુષ કોઇ પણ વિષયમાં આસક્ત થયા વિના પોતાને વશ ઇન્દ્રિયોની સહાયથી સર્વ વિષયોને ભોગવે છે, જેનો આત્મા શાંત છે, જેને કોઇ જાતનો વિકાર નથી, જે સમાધિમાં આસક્ત છે, જે પોતાની ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવો સાથે તદાકાર થઈને તેમ ભિન્ન-રૂપ રહીને રહે છે, જે શરીરવાન્ હોવા છતાં પોતાને શરીર સાથે એકાકાર માનતો નથી તે પુરુષ મુક્તિના દરવાજા પાસે આવી પહોંચેલો છે. જે પુરુષ પ્રાણીઓની તરફ કદી દૃષ્ટિ કરતો નથી, તેઓનો સ્પર્શ કરતો નથી, તથા તેઓની સાથે ભાષણ કરતો નથી તે પરમ શ્રેયને પામે છે. પરંતુ કોઇ પણ પ્રાણીની હિંસા કરવી નહિ; સર્વ પ્રાણીઓની સાથે મૈત્રી રાખવી, તથા આ મનુષ્યજન્મ મેળવીને કોઇની સાથે વૈર પણ કરવું નહિ. આત્માના સ્વરૂપને જાણનારા અને મનને જીતનાર પુરુષને માટે સર્વ વસ્તુઓનો પરિત્યાગ, ઈચ્છાપૂર્વક સુસંતોષ, સર્વ આશાઓનો બહિષ્કાર અને દૃઢતાનો સમાશ્રય—આને પરમ કલ્યાણ કરનારાં કહ્યા છે.

જેઓને લોભ હોતો નથી તેઓને શોક થતો નથી. માટે મનુષ્યે પોતામાંથી સર્વ અંશે લોભનો ત્યાગ કરવો જોઈએ, અને ત્યાગ-વડે દુઃખ અને સંતાપથી મુક્ત થવાય છે.

બ્રહ્મનિષ્ઠા રાખનારાએ તપ કરવું જોઈએ, ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો જોઇએ, પરમ તત્ત્વનું મનન કરવું જોઈએ, અને મનને નિયમમાં રાખવું જોઈએ—એવા પુરુષે વિષયોની મધ્યમાં રહીને તેમની સાથે પ્રીતપાશથી બંધાવું ન જોઈએ.

જે બ્રાહ્મણ ગુણો ઉપર આસક્તિ રાખતો નથી, સદા એકલો ફર્યા કરે છે તે થોડા જ સમયમાં અનુત્તમ સુખને ભોગવે છે. કામમાં આસક્ત રહીને જીવન ગાળનારા પ્રાણીઓમાં જે પુરુષ એકલો આનં-

દથી વિહાર કરે છે તેને પ્રજ્ઞાનથી તૃપ્ત થયેલો જાણવો, અને જ્ઞાનથી તૃપ્ત થયેલા પુરુષને શોક કરવો પડતો નથી.

દેહ કર્મને અધીન છે. શુભ કર્મોને લીધે દેવત્વ પ્રાપ્ત થાય છે, શુભ તથા અશુભ એવાં મિશ્ર કર્મોથી મનુષ્યનો જન્મ મળે છે, અને અશુભ કર્મોથી પશુ વા પક્ષીની અધમ યોનિમાં જન્મ થાય છે. જીવ સંસારમાં જન્મી પછી મૃત્યુના અને વૃદ્ધાવસ્થાના દુઃખથી નિત્ય દુઃખ ભોગવ્યા કરે છે તથા સંતાપથી શેકાયા કરે છે. તે સમજતો નથી, અને અહિત વસ્તુને હિત માની બેઠો છે, અધ્રુવ વસ્તુને ધ્રુવ માની બેઠો છે, તથા અનર્થકારક વસ્તુને અર્થરૂપ માની બેઠો છે.

રેશમનો કીડો જેમ પોતાના મુખમાંથી પોતે જ ઉત્પન્ન કરેલા અસંખ્ય તાંતણાઓ વડે પોતાના શરીરને વીંટી લે છે પરંતુ પોતે તેને જાણતો નથી, તેમ મનુષ્ય પણ મોહને લીધે પોતાનાં કર્મરૂપ તાંતણાઓથી બંધાઈ ગયો છે, પણ તેને ઓળખતો નથી.

આ જગતમાં પરિગ્રહ કરવાનું એટલે સાંસારિક વસ્તુપર આસક્તિ રાખવાનું કંઇ પ્રયોજન નથી, કારણ કે પરિગ્રહ દોષવાળો છે. કોશકાર જીવડો પોતાના જ પરિગ્રહને લીધે બંધાઈ જાય છે.

જેમ વનના ઘરડા હાથીઓ સરોવરના ગારામાં ડુબી ગયા પછી દુઃખી થાય છે તેમ પ્રાણીઓ સ્ત્રીઓ, પુત્રો, અને કુટુંબીઓ ઉપર આસક્ત થવાથી દુઃખી થાય છે. સારાં નરસાં કર્મ જ મનુષ્યની સાથે આવે છે, અને જ્યારે ત્યારે સર્વનો ત્યાગ કરી પરાધીન થઈને જવાનું છે તો પછી અનર્થમાં શા માટે મોહી રહેવું ? સમર્થ અને હિતકારક કર્મોને શા માટે સેવવાં નહિ ? સર્વ વાસનાઓથી મુક્ત થઈ, સંયમ સાધી, તપના બળવડે કર્મનાં નવીન બંધનોનો ત્યાગ કરી, દુઃખવિનાની તથા સુખ આપનારી પૂર્ણ મોક્ષસિદ્ધિને પામી વિરલ પુરુષો પોતાના જીવનને પરમ કૃતાર્થ કરે છે. **इति शिवम् ।**

**ઈશ્વરભાઈ જીવાભાઇ પટેલ**



ॐ श्रीगणेशाय नमः । श्रीजगदम्बायै नमः । श्रीगुरुभ्यो नमः ।

# प्रपत्ति अथवा शरणभाव

[ અનુસંધાન સદ્દુપદેશ ૮૦ ના પૃષ્ઠ ૪૦ થી ]

આર્ત, જિજ્ઞાસુ અને અર્થાર્થી ભક્ત પછી જ્ઞાની ભક્તની ગણના થાય છે. ગણનામાં છેલ્લો હોવા છતાં મહિમામાં એ ભક્ત સર્વોપરિ છે એમ શ્રીકૃષ્ણપ્રભુ સ્પષ્ટતાથી આગળના બે શ્લોકથી કહે છેઃ—

**तेषां ज्ञानी नित्ययुक्त**
**एकभक्तिर्विशिष्यते ।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थं**
**अहं स च मम प्रियः ॥ गीता ७–१७ ॥**

" એ ભક્તોમાં જ્ઞાની નિત્યયુક્ત અને એકભક્તિ હોવાથી વિશિષ્ટતાવાળો છે; હું જ્ઞાનીને અત્યંત પ્રિય છું, અને તે મને અત્યંત પ્રિય છે."

**उदाराः सर्व एवैते**
**ज्ञानी त्वात्मैव मे मतम् ।**
**आस्थितः स हि युक्तात्मा**
**मामेवानुत्तमां गतिम् ॥ ७–१८ ॥**

" એ સર્વ ભક્તો ઉત્કૃષ્ટ છે, પરંતુ જ્ઞાની ભક્ત તો મારો આત્મા છે એમ મારું મત છે, કારણ કે એ ભક્ત યુક્તાત્મા હોઈ સર્વશ્રેષ્ઠ ગતિરૂપે મારામાં સંપૂર્ણ રીતે સ્થિતિ કરીને રહેલો છે."

[ **नित्ययुक्तः**=નિરંતર જોડાયલો, અખંડ લગનીવાળો

**एकभक्त**:=અનન્ય ભક્ત

યુક્તાત્મા=જોડાયલા આત્માવાળો, નિરંતર લગનીવાળો ]

જિજ્ઞાસુ ભક્ત જ્યારે જ્ઞાનની ઇચ્છાવાળો હોય છે ત્યારે જ્ઞાની ભક્ત જ્ઞાનવાળો હોય છે એટલો એ બેમાં ભેદ છે. જ્ઞાની ભક્ત સર્વોપરિ હોવાનું શું કારણ, અથવા શાં કારણ ? જ્ઞા એટલે જાણવું. જ્ઞાની ભક્ત જાણે છે. શું જાણે છે ? આનું જો યથાર્થ ઉત્તર ધડી કાઢવામાં આવે તો પ્રભુને અતિપ્રિય જ્ઞાની ભક્તની આધ્યાત્મિક સંપત્તિની કુંચી હાથમાં આવી જાય.

જ્ઞાની ભક્ત જાણે છે કે વિશ્વમાં એક જ વસ્તુ એવી છે કે જે પ્રિયમાં પ્રિય હોઈ શકે, તે સાથે જેનો વિયોગ સ્વપ્નમાં પણ કદિ કલ્પી શકાય નહિ. માતાપિતા, ભાઈબહેન, પતિપત્ની, પુત્રપુત્રી, બંધુ-મિત્ર, આરોગ્ય, દીર્ઘાયુ, ધન, યશ, કલ્પવૃક્ષ, અપ્સરા, સિદ્ધિઓ એ વગેરે પદાર્થો પ્રસંગપરત્વે અતિપ્રિય હોઈ શકે, પરંતુ એમાંના કોઇ પણ પદાર્થનો સંબંધ શાશ્વત હોવાનો સંભવ નથી. કોઇ કાળે પણ એ પદાર્થનો વિયોગ સિદ્ધ છે. ધારો કે કોઇ મહાકલાધર વ્યક્તિ એવી મિલ કાઢે છે કે જેમાં વણાયલા ધોતિયાને કે સાડીને કદિ પણ ધોવાની જરૂર ન પડે, જે કદિ પણ ફાટે નહિ એટલું જ નહિ પરંતુ જેના પોત કે રંગમાં ૧૦૦ વર્ષે પણ લવલેશ વિકાર થાય નહિ. એવા ધોતિયાની કે સાડીની કિંમત ઘણી મોટી હશે છતાં સર્વ પુરુષો તથા સ્ત્રીઓ તે પાછળ ગાંડાં થઈ જશે. ભૌતિક માનવસૃષ્ટિમાં એવું એકે વસ્ત્ર નથી, પરંતુ અધ્યાત્મક્ષેત્રમાં જરૂર એક એવો પદાર્થ છે કે જે આપણને અતિપ્રિય હોવો જોઇએ, જે જ્ઞાનીને અતિપ્રિય છે, તથા જેની સાથેનો આપણો સંબંધ કદિ પણ છૂટવો ન જોઈએ, અને જ્ઞાનીનો છૂટતો નથી જ. એ પદાર્થ તે સાક્ષાત્ સચ્ચિદાનંદ પરમાત્મા છે.

જ્ઞાની ભક્તે પરમાત્માને અતિપ્રિય જાણેલા હોવાથી તેની પદવી સર્વશ્રેષ્ઠ છે. સાંસારિક પદાર્થો જ્ઞાનીને પ્રિય નથી એમ નથી, પરંતુ જ્ઞાનીની રગેરગમાં એ સત્ય ઉભરાઈ રહેલું છે કે—

एतस्य एव आनन्दस्य अन्यानि भूतानि मात्राम् उपजीवन्ति ।
( बृहदारण्यक उपनिषद् )

" એ જ આનંદઘન પરમાત્માના આનંદના અંશને આધારે બીજા જીવો આનંદનો ઉપભોગ કરે છે."

रसो वै सः । रसं हि एव अयं लब्ध्वा आनन्दी भवति । कः हि एव अन्यात् कः प्राण्यात् यद् एषः आकाशः आनन्दः न स्यात् । ( तैत्तिरीयउपनिषद् )

" પરમાત્મા ખરે રસસ્વરૂપ છે; રસને પ્રાપ્ત કરી જીવ આનંદ ભોગવે છે; જો સર્વવ્યાપક પ્રભુ આનંદરૂપ ન હોત તો કયો જીવ અપાનની અને પ્રાણની ચેષ્ટા કરી શકત ?"

પરમાત્માની આનંદઘનતા અને અતિપ્રિયતા જ્ઞાની જાણે છે એટલું જ નહિ પરંતુ તે આચારમાં મુકે છે.

" અખંડ વરને વરી, સાહેલી હું તો, અખંડ વરને વરી."

એવો ઉદ્‌ગાર જ્યારે મીરાંબાઈ કાઢે છે ત્યારે એના અંતરમાં નિતાંત નિર્ભયતાના કેવા રંગબેરંગી રમણીય ફુવારા ઉડી રહ્યા હશે ! ચૂડો ભાંગવાનો ભય જેને સ્વપ્ને પણ નથી, હૃદયેશ્વરના રોષની કલ્પના-સરખી પણ જેને નથી એવી સૌભાગ્યવતી સ્ત્રીની મસ્તી કેવી અદ્‌ભુત હોવી જોઈએ !

પરમાત્માને પ્રિયતમ સમજ્યા પછી તેમની સાથેનો સંબંધ ટકાવી રાખવામાં જ્ઞાનીની અનુપમ કલા રહેલી છે. વ્યવહાર કરતા જ્ઞાનીને પકવાન કડવાં લાગતાં નથી: બીજા જીવોની માફક જ્ઞાની પણ પકવાનરસિક હોઈ શકે, પરંતુ તેની મેરુ જેવી અચલ નિષ્ઠા હોય છે કે ઉપર કહ્યા પ્રમાણે પકવાનમાં રસ મુકનાર સત્તા રસાત્મા પરમાત્માની છે, અને એ પરમાત્માના અનુગ્રહથી જ ભોજન કરનારરૂપ ભૂપાલની રસિકતારૂપ રાણી સૌભાગ્યવતી છે.

સગાંવહાલાં છુટાં પડે છે ત્યારે "આવજો," "માયા રાખજો," 'પત્ર લખજો" એવા પરસ્પર સ્નેહસૂચક બંને પક્ષના ઉદ્ગારો વારંવાર સાંભળવામાં આવે છે. પરંતુ ઘણી વખત સ્મરણ રાખવાનું બની શકતું નથી તો પત્રલેખન બને જ ક્યાંથી ? આમ થતાં, સ્નેહવલ્લી સ્મરણરૂપ જલસિંચન વિના કરમાઈ જાય છે. Out of sight, out of mind – નજર બહાર તે સ્મરણ બહાર – એ અંગ્રેજી કહેવત યથાર્થ છે. પરમાત્મા સાથેનો જ્ઞાનીનો સંબંધ આથી વિલક્ષણ છે. પોતાના હૃદયમાંથી જ્ઞાની પરમાત્માને ખસવા દેતો નથી. કૃષ્ણઘેલી ગોપીઓએ પ્રભુને શૌર્યભર્યો પડકાર કર્યો હતો કે – અમારી દૃષ્ટિ આગળથી તમે ખસી જઈ શકો છો, પરંતુ અમારા હૃદયમાંથી તમે ખસો ત્યારે તમારું પરાક્રમ અમે સાચું માનીએ.

બાણથી વિંધાયલા મનુષ્યની શી સ્થિતિ હોય છે ? તેના શરીરમાંથી રુધિરધારા વહી રહેલી હોય છે, તે મૂર્છિત થાય છે, ટળવળે છે, તેને ઔષધોપચાર કરવામાં આવે છે, તેનાં સગાંવહાલાં તેની આસપાસ ઘેરો ઘાલી રહેલાં હોય છે, તેના દુઃખે દુઃખી થાય છે, તેને આશ્વાસન આપે છે, પરંતુ ઘાયલ થયેલાનું માનસ તો વેદના, વેદના અને વેદના સિવાય બીજા કશા સાથે સંબંધ ધરાવતું નથી એજ પ્રમાણે —

રામબાણ વાગ્યાં હોય તે જાણે.

જ્ઞાનીને સાચું રામબાણ વાગેલું હોય છે. તે જીવે છે પણ મરેલા જેવો જ છે. આ ઉત્તમ રૂપક અલંકારથી ગુર્જર સાહિત્યને શણગારનાર ધનો ભગત, ધ્રુવ, પ્રહલાદ, શુકદેવ, મયૂરધ્વજ, મીરાંબાઇ અને નરસિંહ મહેતાનાં ઉદાહરણ આપે છે.

આજ વ્યક્તિકરને શંકરાચાર્ય ભગવાન્ અન્ય આકર્ષક ઓપથી અલંકૃત કરે છે :—

निमेषार्धं न तिष्ठन्ति
वृत्तिं ब्रह्ममयीं विना ।
यथा तिष्ठन्ति ब्रह्माद्याः
सनकाद्याः शुकादयः ॥

"બ્રહ્મા વગેરે, સનક વગેરે, શુક વગેરે મહાત્માઓ બ્રહ્માકાર વૃત્તિવિના આંખના પલકારાના અડધા ભાગ જેટલા સમય સુધી પણ રહી શકતા નથી."

ચરાચર વિશ્વમાં અને વિશ્વની બહાર વ્યાપી રહેલા પરમ તત્ત્વ-સાથે જ્ઞાનીનો નિકટ સંબંધ હોવાથી વસ્તુતઃ તેના અંતઃકરણ અને ક્રિયા વચ્ચે આસમાન જમીનનું અંતર હોય છે. ઘર છોડી હું નોકરી પર જાઉં છું, કારણકે મારે કુટુંબવ્યવહાર ચલાવવાનો છે. અહિં ગતિ-રૂપ વ્યાવહારિક ક્રિયા છે. દેહપતન થતાં જીવ સ્વર્ગલોકમાં ગતિ કરે છે, કારણ કે તેણે યજ્ઞાદિ મહાપુણ્ય કરેલું હોય છે. અહિં લોકાંતરગતિ છે. જ્ઞાનીના આત્માને કોઇ પ્રકારની ગતિ નથી, કારણ કે તે આત્માએ સત્તાસ્વરૂપ નિરવયવ નિરાકાર પરમતત્ત્વ સાથે પોતાનો અભેદસાક્ષાત્કાર કરેલો હોય છે. આ પ્રમાણે જ્ઞાની કર્માતીત છે; કર્મની પરિસમાપ્તિ જ્ઞાનમાં થાય છે.

सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ।

"હે અર્જુન! સમગ્ર કર્મની સમાપ્તિ જ્ઞાનમાં થાય છે." સમગ્ર પૃથ્વીનું પર્યટન કરી પ્રવાસી જેમ પોતાને ઘેર જંપીને બેસે છે તેમ જ્ઞાની ભક્ત યુગયુગ સંસારના પરિભ્રમણ પછી પોતાના સ્વરૂપમાં સુસ્થિર રહે છે.

અંધકારને ટાળનાર પ્રકાશ છેઃ દરિદ્રતાને ટાળનાર ચિંતામણિ છેઃ રોગને ટાળનાર પીયૂષપાન છે. તેમ મલમાત્રને નિવારનાર જ્ઞાન છે. એક વાર મારા હાથમાંથી સાબુ સરી જઈ કાદવમાં પડયો. કાદવમાં

ખરડાયલા સાબુને જોઈ મને હસવું આવ્યું. મેં વિચાર્યું–સાબુ મેલને સાફ કરે છે, પરંતુ આ મેલા સાબુને સાફ કરનાર કઈ સત્તા છે ? કાદવથી તો સાબુ સાફ થઈ શકે જ નહિ. મેં મારી હથેલી સાથે સાબુનું ઘર્ષણ કર્યું. મેલ સાફ થઈ ગયો. અદ્‌ભુત વ્યતિકર! અંતે સાબુએ જ સાબુને સાફ કર્યો. અથવા તો સાબુ મલિન થયો જ ન હતો. ટ્રેનના એક જ ડબ્બામાં કોઇ સંત અને બદમાશ અડોઅડ બેઠા હોય, પરંતુ સંત તે સંત છે, બદમાશના સ્પર્શથી તેને વિકાર થતો નથી તેમ સાબુના અણુઓ અને કાદવના અણુઓનો માત્ર સહવાસ થયો હતો, પરંતુ તેથી કંઇ સાબુ સાબુ મટયો ન હતો. અંતે સાબુએ કાદવને ધકેલી કાઢયો. પવિત્ર વસ્તુ પવિત્ર જ છેઃ સ્વયંપ્રકાશ વસ્તુ સ્વયંપ્રકાશ જ છે.

**न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**

"જ્ઞાનસમાન પવિત્ર વસ્તુ વિશ્વમાં નથી." પવિત્રતાની પરિસીમાએ જ્ઞાનીભક્ત પહોંચી ગયલો હોવાથી સર્વોપરિ છે.

જ્ઞાનીચક્રવર્તીનો ઝળહળતો મુગટ તો સર્વાત્મદર્શન છે. ચોપડીમાં વાંચેલું આ દર્શન, મોંએ બોલાતું આ દર્શન, લખાણમાં લખાતું આ દર્શન અને જ્ઞાનીથી અનુભવાતું આ દર્શન—એમાં ખોટા રૂપિયા અને સાચા રૂપિયા જેટલો ફેર છે.

ઉપનિષદ્ ઘોષણા કરે છેઃ—

**यस्मिन् सर्वाणि भूतानि**
**आत्मैवाभूद् विजानतः ।**
**तत्र को मोहः कः शोकः**
**एकत्वमनुपश्यतः ॥**

"જે સ્થિતિમાં જ્ઞાની પુરુષને સર્વ પ્રાણીપદાર્થો આત્મારૂપે જ દેખાય છે તે સ્થિતિમાં એકત્વદર્શી તે મહાત્માને શો મોહ અને શો ભય હોઈ શકે ?"

ઉપનિષદોના રહસ્યનું દોહન કરનાર ચતુરચૂડામણિ શ્રીકૃષ્ણ ભગવાન્ ગીતામાં અમૂલ્ય ઉપદેશ આપે છેઃ—

सर्वभूतेषु येनैकं
भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु
तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ १८–२० ॥

"જે જ્ઞાનવડે પુરુષ સર્વ પ્રાણીપદાર્થોમાં વ્યાપી રહેલા એક, નિર્વિકાર, નિર્વિભાગ પરમાત્માને જોય છે તે જ્ઞાનને હે અર્જુન! તું સાત્વિક જાણ."

ઉપરાંત ચાર અમૂલ્ય શ્લોકોનું જૂથઃ—

सर्वभूतस्थमात्मानं
सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा
सर्वत्र समदर्शनः ॥ ६–२९ ॥

यो मां पश्यति सर्वत्र
सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि
स च मे न प्रणश्यति ॥ ६–३० ॥

सर्वभूतस्थितं यो मां
भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि
स योगी मयि वर्तते ॥ ६–३१ ॥

**आत्मौपम्येन सर्वत्र**
**समं पश्यति योऽर्जुन।**
**सुखं वा यदि वा दुःखं**
**स योगी परमो मतः॥ ६–३२॥**

"સર્વ પ્રાણીપદાર્થોમાં પોતાના આત્માને, અને પોતાના આત્મામાં સર્વ પ્રાણીપદાર્થોને સમદર્શનયોગનિષ્ઠ પુરુષ જોય છે. જે મને સર્વત્ર, અને મારામાં બધું જોય છે તેના હૃદયમાંથી હું ખસતો નથી, અને મારા હૃદયમાંથી તે ખસતો નથી. એકત્વદષ્ટિની નિષ્ઠાવાળો જે યોગી પુરુષ સર્વ પ્રાણીપદાર્થોમાં મારું ભજન કરે છે તેની સર્વ અવસ્થામાં મારા વિષે જ સ્થિતિ છે. હે અર્જુન! જે યોગી પોતાની તુલનાથી સર્વત્ર સમપણે સુખ અથવા દુઃખને જોય છે તેને હું સર્વશ્રેષ્ઠ માનું છું."

જિજ્ઞાસુ ભક્તની કસોટી એ રીતે થાય છે કે પોતાના ઇષ્ટનું સમસર્વત્ર દર્શન કરવામાં એને અનેક પ્રતિબંધો નડે છે. હરિ, હર, જગદંબા, ગણપતિ, સૂર્ય, ગુરુ – એમની ભવ્ય ઉપાસના કરનાર હજારો પુણ્યશાલી પુરુષો જોવામાં આવે છે, પરંતુ પોતાના ઇષ્ટદેવને જ પાંજરામાં પુરી મુકી તેમનું જનતા આગળ પ્રદર્શન કરવારૂપ તેમની હાસ્યાસ્પદ ચેષ્ટા જ્યારે જોવામાં આવે છે ત્યારે વિવેકી પ્રેક્ષકને સમજાયાવિના રહેતું નથી કે અમર્યાદ સ્વરૂપ ધારણ કરવાના ઉપાસનાના માર્ગમાં કેટકેટલા કંકરકંટક પથરાયેલા છે. આમ શ્રીભગવાને યથાર્થ જ ચેતવણી આપી છે કે—

**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः।**

"યત્ન કરનાર સિદ્ધોમાં કોઇક જ મને વાસ્તવિક રીતે જાણે છે."

આપણા પુણ્ય દેશમાં આજે પણ અનેક સર્વાત્મદર્શી સંતોનું દર્શન થાય છે એ આપણું જેવું તેવું સદ્‌ભાગ્ય નથી. એવા સંતો

નિરંતર પરોપકારપરાયણુ હોય છે; સૃષ્ટિમાં તેઓ સૃષ્ટિપતિનું અખંડ દર્શન કરે છે; સિંહ, વાઘ, વરુ, સર્પ, નાગ આદિ ભયંકર સત્ત્વોને તેઓ પાળેલા પ્રાણી માફક રમાડે છે; સમદર્શનરૂપ સીસાના પાયા ઉપર રચાયલી તેમની પ્રસન્નતારૂપ હવેલીને ડગાવવા કોઇ પણ તોફાન સમર્થ નથી; બીજાની કર્મપોથી ઉકેલી તેમના ઉપર અનુગ્રહ કરવા તેઓ સર્વદા તત્પર હોય છે, છતાં પોતાની પ્રારબ્ધપોથી ઉકેલવાની તેમને પરવા નથી. શ્રીસદ્‌ગુરુદેવના પરમ શ્રેયસ્કર સમાગમથી અને કૃપાથી સંસ્કાર પામેલી આપણી બુદ્ધિ એવા સંતોને ઓળખી શકે છે.

આ પ્રમાણે શરણાગતિને શિખરે પહોંચેલો આત્મસાક્ષાત્કારવાન્, સર્વાત્મદર્શી પુરુષ જ સર્વશ્રેષ્ઠ જ્ઞાની છે, સર્વોત્તમ ભક્ત છે, અને અનુપમ યોગી છે. પ્રભુને તે પ્રિયતમ હોય એમાં શું આશ્ચર્ય ?

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા



॥ ॐ श्री ॥

# कीर्तनो.

## सर्वेश्वरस्तवन

### પદ ૧. ( વસન્ત )

સર્વેશ્વર સર્વજ્ઞ દયાળુ જય જય વિશ્વાધાર,
ચરાચરા—જગપતિ પરમાત્મા, કીજે નમન સ્વીકાર. સર્વે૦

આદિ મધ્ય અંત વિષે વિભુ, અનંતાદ્વૈતાકાર[1];
નિરાકાર સાકાર કલ્પના, જીવપદે અધિકાર. સર્વે૦

વિધવિધ રૂપે ઉપાસ્યસ્વરૂપે, થાતા સાક્ષાત્કાર;
તે સકળ રૂપતણું મૂળ આપ જ, વિનવી કરૂં નમસ્કાર. સર્વે૦

નૃસિંહ નિર્મળ સાધકહૃદયે, પ્રકટ હજો દાતાર,
કાપી ક્લેશ સકળ જીવપદના, સફળ કરો અવતાર. સર્વે૦

श्रीमन्नृसिंहाचार्यजी.



---

૧ અનંત, અદ્વૈત આકાર.

## मंगल प्रार्थन.

પદ ૨. ( જ્યોતિર્મય તત્ત્વાકાર, એ લય. )

મંગલમય, કરુણાલય, ભવ્ય અભય ! જય ! વિજય મહાલય;
સુકટાક્ષે, શુભ વરથી કરો વિભુ ! શિવમય;–
રહી પ્રત્યક્ષ સદા દો નિજરૂપ–પરિચય,
હરખિ હરખિ સુખમય થઈ રહીએ અક્ષય;–
પરમાનંદ–મહોદધિ છો ચિતિ–જળમય,
વ્યાપક છો સત્તા–કરુણા–વરુણાલય;–
શરણાગત–જન–પાલક બાલક–આશ્રય,
શ્રુતિ–મતિની ગતિના પણ અવિષય;–
સુર સંપત્તિ તણો દઈ સંચય,
કીજે સાધક – વૃન્દ મહોદય.–



## સાધકોને ગુરુદ્વારે આવાહન

પદ ૩. ( દશદિશ શાંતિ૰ એ લય. )

આવો આવો સાધકદેવ ! ગુરુગૃહઆંગણે.
ઉરને ઉમળકે તત્ખેવ, આ દિવ્યાંગણે.

લીધાં પુનિત ગુરુનાં શરણ,
જીત્યા જેથી જનનમરણ; આવો આંગણે.

નથી વ્યવહારમાં આસક્ત,
તો પછી ક્યાંથી દેહાસક્ત ? આવો આંગણે.

સિદ્ધપદે વિરાજો આજ,
થાઓ અન્યના દુઃખભાજ; આવો આંગણે.

અંતર્મુખ રહો નિશદિન,
છો તમે ઇષ્ટથી જ અભિન્ન; આવો આંગણે.

જ્ઞાનારૂઢ, પ્રજ્ઞા—સ્થિત,
સાધક–માત્રમાં નવનીત; આવો આંગણે.

આજે પામો પદક અજિત :
નરહરિ આપતા સસ્મિત. આવો આંગણે.

સુલોચના બહેન.



## ગુંજન

પદ ૪. (શું કહું કથની મારી.—એ લય)

હરિ ૐ હરિ ૐ ગુંજન, આજ હરિ ૐ હરિ ૐ ગુંજન,
અંતર્ રંજન સુખપ્રદ આજ; હરિ૦

અણુ અણુ ગુંજન, મનમલભંજન, નિત્ય નિરંજન સ્વામી,
રસમય સર્જન, દુરિતવિસર્જન, અદ્ભુત અમૃત પામી.—આજ.

પુનિત પુનિત અમ હૃદયપ્રદેશે, અનુપમ ઝળહળ જ્યોતિ,
રોમ રોમે પ્રકટ થતી શું, દૈવી ચિતિબલ દ્યુતિ !—આજ.

વ્યાપી ચિતિ અણુ અણુ ને ઘટપટ, તન્મય સ્વરૂપે થાતાં;
ચિન્તનલયસહ ચિન્મય જ્યોતિ, ધ્યાતાં સઉ દુઃખ જાતાં.—આજ.

લીન બની વૃત્તિ મુજ સ્વરૂપે, નાદ બ્રહ્મને લહેતી,
બ્રહ્માકાર સહજ બની જાતી, સાર્થક જીવન દેતી.—આજ.

હરિનારાયણ



# आत्मानंद अनुभवनार साधकना उद्‌गार

## પદ ૫. (શાને બન્યો મસ્તાનો, એ લય )

હું બન્યો મહા મસ્તાનો, રહ્યો ભય ન કોનો કશાનો,
મને મળ્યો અભય પરવાનો, જ્યાં ત્યાં નિર્ભય ફરવાનો;—

વનમાં જેમ વનરાજ ફરે છે, ભય કોનો ઉરમાં ન ધરે છે,
વિશ્વે તેમ (હું) વિચરવાનો;—

ત્રિભુવનમાં કોની નવ પરવા, મળ્યા મને ગુરુવર બહુ ગરવા,[1]
થયો રાણાનો પણ રાણો;—

અખિલ બ્રહ્માંડાધિપતિથી, સાધી એકતા મેં મનમતિથી,
થયો ઈશ હતો (જે) જીવ નાનો;—

અનુભવથી સાચું હું કહું છું, મનમાં ને મનમાં મલકઉં છું,
માનો કે ના માનો;—

—પંડિતજી

---

૧ બહુ મોટા

# દર્શનાભિલાષી સાધકની વિજ્ઞપ્તિ.

પદ ૬.

મારી ટાળો નાથ ! ઉદાસી,
હું છું દર્શનનો અભિલાષી.

પ્રકટ નયનની નિકટ પધારો,
શ્રીમુખથી કહો 'પુત્ર તું મ્હારો;'
લાલનપાલન કરી શિશુનો સફલ કરો જન્મારો.—મારી.

પ્રણમું આપ પનોતાં પગલાં,
પૂજું શ્રીપરમેશ્વર જગમાં;
અનંતમાંથી સ્વરૂપ ધરીને વિભૂતિસહિત પધારો.—મારી.

નયનો આ દર્શનવિણ સૂનાં,
નયનો ઢાળે આંસુ ઉનાં;
હૃદય દોહદળું પડતાં થાતો અંગે અંગ ધ્રુજારો.—મારી.

ગરીબ દુઃખીને શીદ ગભરાવો ?
અંતર્યામી કરુણા લાવો;
અનાથના ઓ નાથ ! જતાં શું થાતો નથી ખટકારો ?—મારી.

અધિક ન બાળકને ટટળાવો,
સાચું કહું છું નહિ પ્રભુ ફાવો;
દક્ષ દયાનિધિ શ્રીઉપેન્દ્ર ફરી આવો, જગ ઉદ્ધારો.—મારી.

—દક્ષ.

—:o×o:—

## बालैषणा

પદ ૭. (દેવ ! અમે બચ્ચા૦ — એ લય.)

દેવ ! અમ નાનાને આપ તો સંભાળજો,
દેવ ! તમે મોટા છો નાનાપ્રતિ ભાળજો.
દેવ ! તમને પજવીશું નહિ, હોં જરા કે,
દેવ ! અમ પાસે રે'શો જો નિરાંતે.

દેવ ! આપ અંકમાં અમોને રમાડજો,
દેવ ! અહીં આવી કંઇ સારું ખવાડજો.

દેવ ! અમને સારું સૌ આપજો હોં કે,
દેવ ! અમ આંગળી પકડજો હોં કે.

દેવ ! નાના બાલકને શું જોઈએ !
દેવ ! તમને જોવાની આંખવડે સોહીએ.

દેવ ! દેખાડો વદન ઘનશ્યામનું,
દેવ ! માત્ર કામ છે અમારે તમ નામનું.

દેવ ! આસપાસનું નથી અમ કામનું,
દેવ ! ઝટ આપો સરનામું તમ ધામનું.

દેવ ! અમે સંઘર્યા છે દોષો અનેક જે,
દેવ ! તેને અર્પી કરીએ અમે જેજે.

—श्री अ. देवी.



## साधनाभ्यास ए ज श्रेयस्कर मार्ग छे

પદ ૮. ( અમને લાગી સ્વરૂપશું તાળી-એ લય. )

થા તું સાધનાભ્યાસી, વીર હો! થા તું સાધનાભ્યાસી,
સાધને થા ન ઉદાસી, વીર હો! થા તું સાધનાભ્યાસી.

સાધન એવાં સાધ કે જેથી, તૂટે જનિમૃતિ-ફાંસી,
સાધનથી શું ફળ ન મળે તે, ઉરથી જો તું ક્યાસી;—વીર હો! ૦

વિશ્વામિત્રે સાધન સાધી, મેળવ્યું પદ બ્રહ્મર્ષિ,
ધ્રુવપદ ધ્રુવને મળ્યું શી રીતે, તે તું જોને વિમર્શી;—વીર હો! ૦

ઇષ્ટારાધન સાધન સબળું, જાયે દુઃખના રાશિ,
અણમૂલું એ સાધન ટાળે, ફેરા લક્ષ ચોરાશી;—વીર હો! ૦

એકનિષ્ઠ ઉપમન્યુકેરૂં, જીવન જોને તપાસી,
ક્ષીરસાગરને માતૃચરણે, આણ્યો શિવ ઉપાસી;—વીર હો! ૦

ઇષ્ટસ્મરણનો મહિમા મોટો, કષ્ટો જાયે નાસી,
જગડરથી નવ ડરવું ભાઈ! ભલે કરે ને હાંસી;—વીર હો! ૦

સમજાયે અણસમજાયે જો સ્મરાયે, બંધુ! હૃદયના વાસી,
વાલ્મીકિન્યાયે ઉદ્ધારીને, આપે પદ અવિનાશી;—વીર હો! ૦

ચંદુલાલ.

## इष्टसंलग्न वृत्तिराधिकानां मर्मवचन

પદ ૯. (સરવર તું ચાલ સખિરી સરવર—લય.)

મનમોહન ! વાત ક્યાંય જવાની,
નથી સાંભળવાની.
છોડીને લહેર હવે રમવાની,
વળી વાત જવાની ?—

ધીમે જામે રમઝટ આ રાસને રચવાની,
રસબસ કરનારી હાવે ધૂન અહિં મચવાની,
અમ હઠ પાસે તમ ટેક નહિ ટકવાની,
ઝટપટ લ્યો માની.—

મુરલીધરની મુરલી બીજે કૈં શું મળવાની ?
"જઇ આવું" બોલી કરતા વાત શું છળવાની !
નહિ, નહિ અમમાંથી કોઇ નથી ચળવાની,
શી આનાકાની ?—

જે માગો તે ઘડીમાં અહિં હાજર કરવાની,
કહેશો તે કરવા એકેએક છે મરવાની,
પણ કદી ન દઈએ રજા બીજે ફરવાની,
ભલે કહો તોફાની.—

અમને સતાવતાં શું મોજ હતી હસવાની ?
"નહિ જઉં" કહો ત્યાં લગી અહિંથી કોઇ નહિ ચસવાની,
તમને હરાવીને ખડખડ ખૂબ હસવાની,
(હું) તમ અંતરરાણી—

पिनाकिन्

## गुरुशरणमहिमा

પદ ૧૦. ( મૈં મનકી બાત બતાઉં...એ લય )

કિસકી પાસ મેં જાઉં ?
ઐસી આશ ધરત મન મેરા (૨)
કૈસે પાસ મૈં આઉં ?—મૈં૦

દી પ બિ ના, દી પ બિ ના,
દીપ બિન કૈસે દેખું ?
મૈ કૈસે રાહ પર જાઉં ?—મૈં૦

પરમ પાવક પ્રકાશ દો જિસસે,
દેખું ઔર દિખાઉં (૨)
પાની બનકે ચંદનસે મિલકે,
કિસકા ભાલ શોભાઉં ?
બંસી બનકે તાન સુનાઉં,
કિસકા મુખ દીપાઉં ?—મૈં૦

તું જીવનકા સાર હમારા,
કૈસે તુમ બિન જીવું ?
સુખકી આશા લય ચે હૃદયમેં,
કિસસે કહો સુનાઉં ?—મૈં૦

દાસ દીન બનું ચરનનકા,
હરપલ પુકાર જગાવું,
આશા આજ ધરત મન ગુરુવર !
આપમેં છિપ જાઉં.—મૈં૦

અબ કિસીકી પાસ ન જાઉં.

## निकृष्टने उत्कृष्टसाथेना संबंधथी उठता हर्षोद्गार

**પદ ૧૧. ( હું તો ઢોલે રમું ને હરિ સાંભરે રે—એ લય )**

પેલું પોયણું તે કેમ હસી હસી જતું રે ?
મારી દૃષ્ટિ ત્યાં વ્યોમમાંહિ જાય;
એના ચંદ્રને જોઈ હસી હસી જતું રે.
પેલી ચંદ્રિકાનું તેજ શે વાધતું રે ?
એ તો વ્યોમવાસી સહ નાચતી જણાય;
આનંદે મુખ મલકાવતું રે.
જુઓ પુષ્પ આ પરાગને પ્રસારતું રે,
એની સંગે તો પવન ઝોલા ખાય;
હર્ષે ભરાઈ એ તો મ્હેકતું રે.
સૂર્યમુખીનું મુખ ઉંચે જતું રે,
એનો રસિયો જોવાને લલચાય;
પ્રખર તાપને પણ સ્હેજે ભૂલી જતું રે.
પેલું ઝરણું જો વેગથી વહી જતું રે,
સાગરરૂપ થવા તે પ્રતિ ધાય;
એ તો નાચતું કૂદતું વહી જતું રે.
સારૂં બ્રહ્માંડ આનંદે નાચતું રે,
એના ગર્ભે પ્રણવ ગાન થાય;
કોઇ સુભાગીને સહજે જ્ઞાન થતું રે.
પેલા ભક્તને હૃદય કંઇ કંઇ થતું રે,
એનો તાર હરિહૃદયશું જોડાય;
અકથ્ય આનંદથી ઉભરાઈ જતું રે.

श्री अ. देषी.

# કોણ કોનું ?

**પદ ૧૨. ( સાંવરિયા પ્રેમકી બંસી સુનાય, એ લય )**

ન જગમેં કોઇ કિસીકા હય (૨)
શોક મોહકી બડી માયામેં,
કાહે તું લિપટાય ?
ઈશ દિયે યે માનવતનકું
કાહે વીર ગુમાય ? — ન જગમેં૦

જીવન મરણકા, રૂપ સમજ લે,
દેખ કે રાહ ચલાય,
અખિયાં ખોલ કે ભાઈ ! સમજ લે,
પલ પલ જીવન જાય — ન જગમેં૦

મનસે જગકો (લે) પ્હેચાની,
સ્વપ્નસમાન દિખાય,
દેહ પરે કાલઘંટ બજાય.

ચેતે તો ચેતાય (૨)
પીછે ના પસ્તાય—પીછે ના પસ્તાય.

कृष्णदेव

## પ્રબોધ-પ્રમોદ

પદ ૧૩. (સ્વરૂપને ના લહ્યું રે—એ લય)

ભજનિયાં ગાઈને રે શું મેળવે કરજે વિચાર,
રાગડા તાણી રાગ વધારે વધે વિરાગ કે ઉર,
ચેષ્ટાઓ કરી વિવિધ અંગની ઉર વહે ભક્તિનાં પૂર,

હજાર નખરાંથી રીઝે ના કલાનિધિ જગદીશ,
પ્રેમભરી એક મીટ માંડતાં દોડી ભેટે ઈશ.—ભજનિયાં.

એકતારાના તારધ્વનિથી વૃત્તિ બને એકતાર,
નાદલહરિસમ કે ઉઠે મન તરંગ પારાવાર,

વિચારી વૃત્તિ તરંગને શમાવજે, બની ધીર,
તન્મય થઈ પ્રભુરૂપમાં મસ્ત બની જજે વીર.—ભજનિયાં.

કરતાલોના રણુકાર, ટંકાર પ્રણવના લહાય ?
રોમાંચ થતાં શું જ્યોતિ-દર્શને દહરાકાશની માંહ્ય ?

કે નાચે ને કૂદતો વિણુ સમજ્યે એ ભેદ;
કપિમાં તુંમાં તો પછી કેમ કળાયે ભેદ ?—ભજનિયાં.

તું હિ તું હિ કહે તંબુરો તે આવે સમજમાં કાંઈ ?
મેં મેં કરતાં બકરાંને તો કાપે કાળ કસાઈ,

માટે મેં મેં છોડીને તું હિ તું હિ દઢ કર ભાઈ!
એક અદ્વૈત રસ અમૃત પીને અમર રહે સોહાઈ.—ભજનિયાં.

હૃદયંગમ મહા સંતની વાણી વહાવે જ્ઞાનનો ધોધ,
કે પ્લવંગમ[1] ગતિ કરી ઉડે કરતો વિષયની શોધ;

મનોમંથન કરી આવા આવા મર્મ ગ્રહે જે સર્વ,
ભજન કર્યાનો અર્થ ન સરશે ધરતાં મિથ્યા ગર્વ.—ભજનિયાં.

ધિક્ તાન્ ધિક્ તાન્ મૃદંગ અંગથી ગંભીર નિસરે ઘોર,
પ્રભુમાં મન ઇંદ્રિય ના જોડયાં કીધા મિથ્યા શોર,

જડ સાજ પણુ દે એવી તે શિખ શુણી દઈ ને કાન,
પ્રભુમાં લીન બની કર સાર્થક તારાં ગાન ને તાન.—ભજનિયાં.

—ચુ. જ. ઓઝા

---

૧ વાનર.

# विषमता–समता

૫૬ ૧૪. (ગણુના એની મનુષ્યમાં કેમ થાય—એ લય)

મહિમા આશે જીવનનો લેખાય,
વિનવી પુછું આ શું ગણુાય !
પુષ્કળ પરિશ્રમ વેઠીને,
ભવ્ય સત્ર ઉજવાય;
મનના મેલો જો ના છુટે,
સરવાળે શૂન્ય ગણુાય; વિનવી.
અહંબ્રહ્મની અભિન્નતા તો
પળ પળ જો વિસરાય,
શો છે અર્થ જીવનના એવા
(જો) ભાવ ન ઉચ્ચ રખાય ? વિનવી.
સદ્ગત સાધક રત્નોને
સ્મરી ગજ ગજ છાતી ફૂલાય,
પણુ એકે સાધક બંધુના
આદર્શે ન જીવાય. વિનવી.
શ્રેયરસાધકનું સાહિત્ય જો
ધ્યાન દઈ શીખાય;
તે સાથે ગુરુકૃપા થતાં
વિશ્વે જય યશ વર્તાય,
તો તો જીવ્યું ધન્ય ગણુાય.
ચેતો ચેતો બંધુ ભગિની !
જીવન એળે જાય;
હૃદય હૃદયના તાર મિલાવી,
સ્મરજો નૃહરિ સદાય,
તો તો જીવ્યું ધન્ય ગણુાય.

શિવપ્રસાદ.

# सर्व करणो इष्टश्रीमां संलग्न थवा श्रीइष्ट प्रति प्रार्थना.

## પદ ૧૫ (હોરી)

પ્રભુ ! કાં દયાળુ ન થાઓ, દયા શે દિલમાં ન લાવો ? પ્રભુ !૦

સંસાર સ્નેહનું બંધન મારૂં, વ્હાલા હવે તો વિલાવો,
તમ સહ સ્નેહની ગ્રંથિથી મુજને, અધિક અધિક જકડાવો;—પ્રભુ !૦

જગજનકેરો આશ્રય મુજને, કદિ ન પ્રભુ હે ! કરાવો,
આશ્રય આપનો એકજ આપી, ભવસિંધુ મુજને તરાવો;—પ્રભુ !૦

નિમ્ન ભૂમિમાં કયાં સુધી રીબું ? કાંઇ દયા પ્રભુ ! લાવો,
ગગનવિહારી થવાની મુજને, કળ તો પ્રભુ ! બતલાવો;—પ્રભુ !૦

ખાનપાનાદિ ભોગોની ઇચ્છા, ઉરમાં હવે ન ઉડાવો,
આપ સ્મરણનું અમૃત એક જ, મુજ મનને અતિ ભાવો;—પ્રભુ !૦

ઉપેન્દ્ર ! ઇચ્છા એકજ મારી, અંકમાં આપ ઝુલાવો,
મનમતિ કરણો સર્વે મારાં, સંલગ્ન આપમાં થાઓ;—પ્રભુ !૦

चंदुलाल.

## સત્ય ભક્તિની યાચના

પદ ૧૬. ( જળ ભરવા હું જમનાતીર ગઈતી—એ લય )

સાચી દો અમને સદ્ગુરુભક્તિ,
ઝટ વિલાવી આ જગ આસક્તિ. સાચી.

ભક્તિ-રસના ઘૂંટડા પાજો,
જડતાની પ્રભુ બાંહ્ય જ રહાજો,
ચિત્તગ્રન્થિ છિન્ન ભિન્ન થાજો,
વહાલા! ભક્તિ ઉરે ઉપજાવો પ્રકટાવો ભક્તિ સાચી. સાચી.

આપ ચરણમાં શિર ધરતો હું,
નિર્ભય વિશ્વે ફરતો હું,
આપ નામ જપ જપતો હું,
નિજ રૂપ નૃસિંહ! બનાવો પ્રકટાવો ભક્તિ સાચી. સાચી.

કૃષ્ણદેવ.

## પ્રોત્સાહન

પદ ૧૭. ( આ શાં દેવળ સ્થળ સ્થળ દીસે—એ લય )

સાધક ! કર તું પ્રયત્ન તનમન પાથરી રે;
તન મન પાથરીરે ગુરુપદ શિરે ધરી રે. સાધક !

છત્ર શિરે ગુરુચરણકમળનું, જોર શું ચાલે ત્યાં કળિબળનું ?
અહં મમ ત્યજી રણ ધા તું હિંમત આદરી રે. સાધક !

શું કરશે લોભાદિક લંગર ? ઝૂઝ સુભટમણિ બની ભવસંગર[1],
ખડ્ગ ખરૂં વૈરાગ્ય વીર ! કરમાં ધરી રે. સાધક !

વરદ ગુરુવરવર્મવડે, શત્રુ શસ્ત્રક્ષત તુજને ન અડે,
ઝખ મારે ખસી હાથ બધાયે પડ્ અરિરે. સાધક !

તેથી સકળ તજી મન સંશય, નિર્ભય થઇ ઉર કર દૃઢ નિશ્ચય,
રળીશ વિજય ગુરુગમ શસ્ત્રાસ્ત્ર બળે કરી રે. સાધક !

શિર પર ધરિ સુરપૂજિત ગુરુબળ, શાને થાએ દિલ તું દુર્બળ ?
ધ્યા તું ધ્યા તું સચ્ચિતસુખમય નૃહરિ રે. સાધક.



---

૧ લડાઈ.

# दिव्य नाद

પદ ૧૮. (બ્રહ્માંડભરમાં સભર હું ન હું વિણુ—લય.)

અણુ અણુ વસી પોકારૂં હું ઉંચે ઉંચે ચઢજો,
સદા ઉંચે ઉંચે ચઢજો.

ઓ ભક્ત! મારા વત્સ પ્રિય! જરી નાદ આ સુણજો,
સદા ઉંચે ઉંચે ચઢજો.

હું મહાન્ તવ સ્વરૂપે વસી વામન થયો ગણજો;
પગલાં ત્રિતાપતણાં કૂદી નિજ અમરગઢ ચણજો.—સદા.

શિશુ કાજ હું સહું સર્વ કષ્ટો, એ હૃદય ધરજો;
મુજ અર્થ નિજ સર્વસ્વ દઈ દેતાં કદી ન ડરજો.—સદા.

હુંમય જગે નિજ પરતણા ભેદો ન ઉર વસજો;
પરમાર્થ કાર્ય વિષે સદા દહીને સ્વતનુ હસજો.—સદા.

ઉંચે ચઢયાનો ઉર કદાપિ ગર્વ ના કરજો;
પ્રભુ પ્રેરતાં હોંસે રસાતલ લહેરથી ફરજો.—સદા.

જ્યાં ત્યાં ફરી હરિને સ્મરી સંસાર આ તરજો;
નિર્લેપ ને નિર્ભય રહી પરમાત્મને વરજો.—સદા.

पिनाकिन्



# કોની ભૂલ?

પદ ૧૯. ( સમજાવી લલચાવી, એ લય. )

ગંગા વહેતી નિત્ય આપણા આ આંગણે,
જરી જો તૃષા ના છીપાય;
ભૂલ એ તો કોની કહેવાય ?

બોધના તો ધોધ વહ્યા રાત ને દિવસમાં,
તો યે ના મનના મેલ જાય;
ભૂલ એ તો આપણી ગણાય.

સાચા સદ્‌ગુરુ મળ્યા આંખો ઉઘડી ના,
હાથમાંથી મોતી સરી જાય;
ભૂલ કહો કોની કહેવાય ?.

સમર્થ સ્હાય માથે હોવાં છતાંયે,
રક્ષણ કાજ જ્યાં ત્યાં ભમાય;
ભૂલ કેવળ આપણી ગણાય.

નિત્ય નિરંજન પ્રભુ આપણે ઘેર આવિયા,
પૂજનનું ઠેકાણું ન કયાંય;
માત્ર દોષ તેમના જોવાય.

નાની શી દાબડીમાં અભિમાન છે ભર્યું,
પ્રખર સૂર્યતેજ ના ઓળખાય;
ભૂલ કહો કોની કહેવાય ?

ધૂળ ઉપર લીંપણુ છે, એના એ આપણે,
તસુ એક આગળ ના વધાય;
ધિક્ ધિક્ જન્મ આ ગણાય.

સુધરવું આપણે નથી ને બીજાને,
સુધારવાની વૃત્તિ જો થાય;
કેવળ ભૂલ આપણી ગણાય.

ચેતો ચેતો જરા થાકયા ગુરુ પણ,
અંતે પોતે ત્યજી કાય;
શરમ હજુ જો ના ચેતાય.

વાણીના પ્રલાપને મૂકો સવેળા,
આંગણાની ગંગા ત્યજાય;
ભૂલ એવી ફરીથી ન થાય.

ચેતવું હોય તો ચેતાવું આજે,
લેજો ભાઈ લક્ષમાંહ્ય;
નૃસિંહને સ્મરજો સદાય.



## विषम संग्राम

પદ ૨૦. ( ધનરાજ તારી વાદળીઓ—એ લય ).

ગુરુરાય ! આ તમ બાળકડાં,
નિરૂપામ ને વળી નાનકડાં; ગુરુરાય !
અમે ષડ્રિપુ સામે થયાં ખડાં. ગુરુરાય !
લખોટીઓ રમનાર અમે સૌ,
બહુબહુ તો વળી ગેડીદડા, ગુરુરાય !
શસ્ત્રાસ્ત્રસજ્જરિપુ સૈન્ય વડાં. ગુરુરાય !
રિપુદળ-દુંદુભિ ગાજે કેવી ?
આ અમ નાનાં ઢોલકડાં, ગુરુરાય !
અમ સિપાઇ તો આ ઢીંગલડાં. ગુરુરાય !
કામતણા પેચો બહુ કપરા,
અમને આવડતાં ગોકમડાં, ગુરુરાય !
અમે ગગડીએ જેમ કાઠમડાં. ગુરુરાય !
ક્રોધના કેવા તોપધડાકા ?
ગાઈએ અમે પ્રભુ ગીતલડાં, ગુરુરાય !
ચમકે છે અમારાં ચિત્તલડાં. ગુરુરાય !
લોભાદિકના જબરા પાશો,
પતંગના અમ પિલ્લુદડા. ગુરુરાય !
તે શું બાંધે રિપુના દરડા[1] ? ગુરુરાય !
પ્રભુ અમે તમારાં લાડકડાં, ગુરુરાય !
મુજ કરુણા જળનાં દાદુરડાં,
મુજલાડ સવાયાં લાડકડાં,
નવ ડગાવશો જરીકે દિલડાં; મુજ લાડ સવાયાં૦
જપમાળાના મણકા ગોળા,
તોપશલ્યથી પણ તગડા; મુજ લાડ સવાયાં૦
તે દગડા અરિશિર માટી-ઘડા. મુજ લાડ સવાયાં૦

---

૧ દરોડા.

## (काळनो ए काळ) अहंनो विलास.

પદ ૨૧. (મારૂં સુખ કહ્યું ન જાય—એ લય.)

અહા ! આ શો ચમત્કાર ! સર્વમાં હું વિલસી રહ્યો;
ઠર્યો હું જ ઠાર, સર્વમાં હું વિલસી રહ્યો.
ભૂર્ ભુવર્ સ્વરાદિમાં, વ્યાપ્ત હું સ્વયં સર્વાધિષ્ઠાન,
વિયત્, વાયુ તેજ હું.
સલિલ અને ધરણિ છું,
અનાદિ અપાર; સર્વ.
રવિ, શશી અને નક્ષત્રમાં, એક માહરો પ્રકાશ,
તિમિરમાંહી હું જ છું,
શૂન્યમાંહ્ય હું રહું,
સર્વનો આધાર; સર્વ.
હુંમય આ સર્વ ખનિજ, સૃષ્ટિઓ, વૃક્ષ વેલીઓ અનંત,
પક્ષીમાંહી હું ઠસ્યો,
પશુરૂપે છું વસ્યો,
ભીતરને બ્હાર; સર્વ.
સુર, મુનિને માનવ વિષે, હું વિણુ કોઇ ના લ્હાય,
સર્વમાંહિ હું રહ્યો,
કોઇએ મને ના લહ્યો,
શ્રુતિ વદે નકાર; સર્વ.
સૃષ્ટિ, સ્થિતિ, સંહતિ વિષે વસ્યો, છતાં નિત્ય હું નિસ્પંદ,
રહ્યો હું અવ્યક્તમાં,
તેમ વસું વ્યક્તમાં;
કાળ તણો કાળ; સર્વ.
એક જ શેષ ચૈતન્ય હું, બીજું હુંથી ન અન્ય,
સર્વ સ્થિતિમાંહિ હું,
જ્યાંહિ જોઉં ત્યાંહિ હું,
સારનો પણ સાર, સર્વ.

## પ્રણમન

પદ ૨૨. (મહારાજ સદા૦—એ લય)

જય શોભન શોભન પરમાત્મન્!
જય લસિતલોચન વિશ્વાત્મન્!
જય પ્રશાંત ચિદ્ઘન ચિદ્–આત્મન્!
જય નૃસિંહ ભક્તાધીન ભગવન્! જય.

જય પ્રાણપ્રદાતા પ્રેમાત્મન્!
જય રસનિર્ઝર અમૃતઆત્મન્!
જય અનુપ વાત્સલ્યાબ્ધિજીવન!
સ્વરૂપાબ્ધિમાં હો નિમજ્જન. જય.

જય અકલ કલાધર જ્યોતિજીવન!
જય અનુગ્રહકર ત્રિતાપશમન!
જય શાંતિપ્રદ કિલ્વિષમોચન!
જય ઉપેન્દ્ર સુરપતિ એકાત્મન્! જય.

જય વિશ્વવિમોહક મનમોહન!
જય હૃદય–સ્થિત નરહરિ ચિદ્ઘન!
જય શ્રેયસ્સાધકનું જીવન!
ભાવે આજે કરીએ પ્રણમન. જય.

श्री. अ. देषी.



## श्रीमत्सुरेश्वराचार्यस्तवनम्

५६ २३. गेयं पद्यम्

श्रीमन्नृसिंहमपरं वन्दे श्रीसुरेश्वरमभीष्टम् ।
तं स्वयमुपेन्द्रविभुनाचार्यपदे विधिवन्निर्दिष्टम् ॥ ध्रु० ॥

विरहदवानलविकलशरणरतजनसान्त्वनहेतुम् ।
हृदि कृत्वा प्रादुर्भूतं साधकभवनिधिसेतुम् ॥ श्रीमन्नृसिंह० १

श्रीदेव्यरविन्दाकरारविन्दार्चिताङ्घ्रियुगलम् ।
श्रीनृसिंहसद्‌गुरुप्रतीकं चाशुतोषममलम् ॥ श्रीमन्नृसिंह० २

धर्ममर्मसंविज्ञाननिधिं विधिं नरशरीरम् ।
कर्मोपासनविज्ञानविदां वरिष्ठं सुधीरम् ॥ श्रीमन्नृसिंह० ३

सरलहृदयकरुणालयमथ साधकवत्सलमीशम् ।
नरहरिवचनविवेचनदक्षं क्षमागुणाधीशम् ॥ श्रीमन्नृसिंह० ४

नरहरिगुरुवरवंशवशंवदमनुचरमतिदीनम् ।
पाहि पाहि सुरपते ! पैतृकं किंकरं नगीनम् ॥ श्रीमन्नृसिंह० ५

संघवाहः

## ગુરુ, ૐ

### ધૂન

પદ ૨૪. (મારે મન એ અધિક, એ લય)

ગુરુ ૐ ગુરુ ૐ ગુરુ ૐ
ગુરુ ૐ ગુરુ ૐ ગુરુ ૐ ગુરુ ૐ
ૐ ૐ ગુરુ ગુરુ ગુરુ ગુરુ ગુરુ ૐ
તત્ત્વનું તત્ત્વ છે એક જ ૐ. ગુરુ ૐ

જય ચિદ્દ્ઘન ચૈતન્યાત્મક ૐ
જય સચરાચર વ્યાપક ગુરુ ૐ
જય દિક્કાલાનવચ્છિન્ન ગુરુ ૐ. ગુરુ ૐ

શ્રી अ. देवी



# શ્રી શ્રેયસ્સાધક અધિકારિવર્ગ.

## સદ્ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજી રચિત ગ્રન્થો.

| ગ્રંથ. | | | | મૂલ્ય. |
|---|---|---|---|---|
| શ્રીભામિની ભૂષણ ભાગ ૧... | | .... | .... | ૧–૮–૦ |
| ,, | ભાગ ૨... | .... | .... | ૧-૧૨-૦ |
| ,, | ભાગ ૩... | .... | .... | ૧-૧૨-૦ |
| ,, | ભાગ ૪... | .... | .... | ૨–૦–૦ |
| ,, | ભાગ ૫... | .... | .... | ૨–૬–૦ |
| શ્રીત્રિભુવન વિજયી ખડ્ગ નાની સાઈઝ પાકું પુઠું.... | | | | ૨–૮–૦ |
| ,, ,, ,, | | કાચું પુઠું.... | | ૨–૪–૦ |
| મોટી સાઇઝ ફેધરવેટ પેપર | | .... | ... | ૩–૮–૦ |
| શ્રીસિદ્ધાન્ત સિન્ધુ ( નથી ) | | ... | .... | ૨–૮–૦ |
| સતી સુવર્ણા .... | .... | .... | .... | ૦–૫–૦ |
| શ્રીનૃસિંહવાણી: વિલાસ ભાગ ૧ | | .... | .... | ૦–૬–૦ |
| ,, | ભાગ ૨ | .... | .... | ૧–૦–૦ |
| ,, | ભાગ ૩ | .... | .... | ૧–૦–૦ |
| શ્રીસુરેશ ચરિત્ર .... | .... | .... | .... | ૧–૦–૦ |
| શ્રીસદ્બોધ પારિજાતક | .... | .... | .... | ૦–૮–૦ |
| સન્મિત્રનું મિત્રપ્રતિ પત્ર | .... | .... | .... | ૦–૬–૦ |
| શ્રીપંચવરદ વૃત્તાન્ત | .... | .... | .... | ૧–૦–૦ |
| સુખાર્થે સદુપદેશ.... | .... | .... | .... | ૦–૨–૦ |
| શ્રી ભારતી સ્તોત્ર | .... | .... | .... | ૦–૨–૦ |

## માંગલિક કીર્તનાવલિ.

પૂજ્યપાદ શ્રી સુરેશ્વરાચાર્ય ભગવાનના પટ્ટાધિરોહણ–ઉત્સવ પ્રસંગે ગવાએલા કીર્તનો. મૂલ્ય બે આના.

મળવાનું સ્થાન:—

શ્રી શ્રેયસ્સાધક અધિકારિવર્ગ.

શ્રીનૃસિંહાશ્રમ—વડોદરા.

# શ્રી નૃસિંહ કિરણાવલિ

[ શ્રીમન્નૃસિંહાચાર્યજીના ત્રિરંગી છાયાચિત્ર સહિત. ]

શ્રીમન્નૃસિંહાચાર્યજીના રચેલા અધૂરા રહેલા
લેખોના સંગ્રહરૂપ આ ગ્રંથ છે
જેમાંના મુખ્યત્વે

૩ ગ્રહસુખ

૫ સુજ્ઞ પતિનો સુબોધ

૮ પિતાએ પુત્રને આપેલો બોધ

૯ શ્રેયસ્સાધકોને સુબોધ

૧૦ સિદ્ધ કરવા યોગ્ય આજ્ઞા

૧૧ પ્રશ્નોત્તરરૂપે શીઘ્રશિક્ષણ.

વગેરે મહત્વના ઉપદેશાત્મક લેખોનો સમાવેશ થાય છે.

મૂલ્ય રૂા. ૧-૧૪-૦